# પરિચય

'તમે પંચાશિકા વાંચી છે?' મ્હારા એક હિંદી મિત્ર રા. ટેકચંદ હંસરાજ બી. એ. એમણે એક સાંજે મુંબઈથી [illegible] આવતાં મ્હને પૂછ્યું.

'પંચાશિકા શું છે?' મ્હેં સવાલ કર્યો,

'ચૌર પંચાશિકા–કવિ બિલ્હણની.'

'મ્હને તો ખબર નથી,' એમ મ્હેં જવાબ આપ્યો એટલે એમણે કહ્યું 'હિંદીમાં તો એ ખૂબ ખ્યાતી પામી છે.'

પછી એમણે મ્હને ઉપર ટપકે વાત કહી. બીજે દિવસે મૂળ સંસ્કૃત અને હિંદી ગદ્ય ભાષાંતર આપ્યું.

એના માધુર્યે હું આકર્ષાયો અને ગુર્જર રસિકોને ત્હેનો સ્વાદ ચખાડવાની વૃત્તિ ઉદ્‌ભવી.

પણ ભાઈ ટેકચંદે કહેલી વાત ઘણી ટુંકી હતી. બે ત્રણ વાક્યોમાં કહેવાઇ જાય એવડી જ. કોઇ ચૌર કવિને રાજકુમારી સાથે પ્રેમ સમ્બન્ધ હતો તે રાજાજીની જાણમાં આવ્યાથી તેમણે તેને દેહાંતની શિક્ષા કરી. કવિ દરેક પગથીએ ઉભીને 'અદ્યાપિ તાં' શબ્દથી શરૂ થતો એકેક રસનિર્ઝર શ્લોક બોલ્યો અને છેવટે એના પચ્ચાસ એવા શ્લોક સાંભળી રાજાજી ખુશ થઇ ગયા ને એની સજા માફ કરીને રાજકુમારી સાથે પરણાવ્યો.

આ ટુંકીને ટચ વાતથી મ્હારી ભૂખ ન ભાગી. એના માટે વધારે જાણવા પ્રયત્ન કર્યો અને એ પ્રયત્નોનું પરિણામ વાંચનાર આ પુસ્તકના રૂપમાં જોઇ શકશે.

સંસ્કૃત સાહિત્યમાં કવિ બિલ્હણનું સ્થાન ઠીક કહી શકાય. એનાં બીજા કાવ્યો કરતાં પંચાશિકા ઘણી વધારે પ્રખ્યાતિને પાત્ર થયું છે. એનાથી ઘણા વિદ્વાનો મોહ પામ્યા છે અને મુગ્ધ–થયા છે.

પંડિત બિલ્હણ વિષેની હકીકત 'શશિકલા'માં આપી છે એટલે અત્રે ફરીથી નથી આપી. એના હાથે આશરે સને ૧૦૬૫થી ૧૦૮૫ સુધીમા પંચાશિકા રચવાનો પ્રસંગ બન્યો.

એ પછી થોડા અરસામાજ બિલ્હણની ખ્યાતિ ચોરની પેઠે રાજકુમારી શશિકલા સાથે લગ્ન કરવાથી ચૌરકવિ તરિકે ફેલાઇ હશે અને એટલેજ પેલા સસ્કૃત ભાષાના પાઠાંતરો વાળા શ્લોક—

यस्याश्चौरश्चिकुरनिकुरो कर्णपूरो मयुरो ।

મા એને એના પોતાના નામથી નહિ પણ ચૌર કવિ તરિકે વર્ણવે છે અને એની પંચાશિકા બિલ્હણ પંચાશિકા કરતા ચૌરપંચાશિકાના નામે વધુ ખ્યાત છે

પંડિત બિલ્હણનો એ પ્રેમપ્રસંગ મહારાજા સિદ્ધરાજ જયસિંહના પિતા કરણદેવના સમયમા ગુજરાતમાંજ ઉપસ્થિત થયો હોઈ એના આ પ્રેમ કાવ્યથી ગુજરાતીઓજ પહેલા મોહ્યા હોય એમ લાગે છે મ્હને મળેલી ખબર મુજબ પંચાશિકાનો પહેલો અનુવાદ, ભ્રષ્ટ સસ્કૃત અને જૂની ગુજરાતીમા થયેલો છે અને તે સોળમીસદીના અંતમા

જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ તરફથી છપાયલી જૈન રાસમાળા નામની રાસોની યાદીમા એની જૂની ગુજરાતીના ભાષાંતરકારનું નામ ' સારંગ ' આપ્યુ છે

' જ્ઞાનાચાર્ય ' નામે શ્રી જૈન સાધુએ એનો ભ્રષ્ટ સસ્કૃતમા અનુવાદ કર્યો છે અને જૂની ગુજરાતીમા તેમણે પોતેજ ભાષાંતર કર્યું છે અને બિલ્હણના જીવનની હકીકત રૂપે 'શશિકલા વિરહપ્રલાપ કાવ્ય' ભ્રષ્ટ સસ્કૃતમા રચીને તેનો ગુર્જર અનુવાદ કર્યો છે

જૂની ગુજરાતીમા રચાયલા એ કાવ્યોની કેટલીક કડિઓ અવતરણ તરિકે ' શશિકલા ' મા આપી છે

પછી એની ખ્યાતિ સારાયે હિંદમા ફેલાઈ અને સને ૧૬૭૭ ના અરસામા ગૌરીપુરના ઋગ્વેદી બ્રાહ્મણ વિઠ્ઠલ કવિએ એનો મરાઠીમા અનુવાદ કર્યો વિઠ્ઠલ કવિના અનુવાદની શ્લોક સંખ્યા ૧૧૬ છે અને પુષ્કળ સંસ્કૃત શબ્દો અને સમાસોનો તેમા છૂટથી ઉપયોગ કર્યો છે એની પહેલી કડિ આમ છે

अद्यापि ते कनकचंपकदाम गौरी
प्रफुल्लपद्मनयना तनु रोमहारी ।
सुप्तोत्थिता च शयनी मदविह्वलांगी
विद्या जशी गलित तशी स्मरतो प्रमादी ॥

એ ભાષાના સાહિત્ય રસિક એક મિત્ર પાસે તપાસ કરાવી હતી

પણ એ તેમજ બીજો કોઇ અનુવાદ હાલ ઉપલબ્ધ નથી એમ એમનું કહેવું છે.

એનો હિંદી ગદ્ય અનુવાદ સલેમાબાદના રામભદ્ર નામના ગૃહસ્થે કર્યો છે અને તેની સાલ વિષે કાંઈ માહિતી નથી. ભાષાંતર પુરૂ કરીને એમણે નીચેનો શ્લોક ટાંક્યો છે.

अथापिह्याप्यनवद्यपद्या अविद्यवेद्यानसविद्यवेद्या ।

तद्भद्यटीकानृगिरर्थवेद्या श्रीरामभद्राख्याविनिर्मितात्या.

સર ઍડ્વીન આર્નોલ્ડ લખે છે કે ચૌરપચ્ચાશિકાની એક પ્રત વ્હાઈટ હોલમા 'ઑનરેબલ ઈસ્ટ ઈંડિયા કંપની'ની લાયબ્રેરીમા ઇ. સ. ૧૭૯૮ મા લાસેન નામના વિદ્વાનને હાથ ચઢી. તેણે પોતાની ટીકા સાથે તે પીટર નામના ગૃહસ્થને આપી અને તેણે તે દેવનાગરી ટાઈપમાં લૅટિન ભાષાંતર સહિત પ્રકટ કરી એટલે એની કીર્તિ પૂર્વના પ્રદેશોમા ઓગણીસમી સદીની શરૂઆતમાં પ્રસરી.

એ પછી સને ૧૮૯૬ મા સર ઍડ્વીન આર્નોલ્ડ જે ભગવાન બુદ્ધના જીવન પ્રસગના 'લાઈટ ઑફ એશિયા' નામના કાવ્યના રચયિતા તરિકે પ્રખ્યાત છે તેમણે એનું ઈંગ્રેજી ભાષાંતર કવિતામા કરીને એમના પોતાના હસ્તાક્ષરોમાં બહુ સુંદર રીતે પ્રકટ કર્યું.

મૂળ કાવ્યની જેટલી ખ્યાતિ હતી તેટલી 'શશિકલા'ની ખ્યાતિ ન હોવાથી એના પ્રસગથી ઘણા અજાણ છે સર આર્નોલ્ડે પણ એમના એ પુસ્તકમા કાવનો જીવન પ્રસગ આ રીતે વર્ણવ્યો છે.

'એની કથા એમ છે કે કાચ્ચીપુરના મહારાજા સુંદાવાના દરબારમાનો ચૌર નામનો યુવાન અને વિદ્વાન બ્રાહ્મણ મહારાજાની લાવણ્યવતી વિદ્યા નામની રાજકુમારી સાથે પ્રેમમા પડયો. જ્યારે એ સમ્બન્ધની મહારાજાને ખબર પડી ત્યારે તેમણે ચૌરને દેહાતની સજા ફરમાવી અને કારાગૃહમાં પૂર્યો. કારાવાસમાજ તેણે એની પ્રિયતમાની મીઠી યાદ અને પ્રશંસા ગાતા આ પચ્ચાસ શ્લોક રચવામા એણે એનો સમય વિતાવ્યો. × × કથાનો અંત એમ આવે છે કે એના આ કાવ્યથી પ્રસન્ન થઈને મહારાજાએ એનો ગુન્હો માફ કર્યો'

એટલે સર આર્નોલ્ડને શશિકલાના પ્રસગની માહિતીજ નહતી. તે હોતતો આ રીતે તેમણે લખ્યુ નહોત એ ઉપરાત એમને મળેલી પ્રતમાં ઘણી અશુદ્ધિઓ હોવાથી એમણે ભાષાંતર પણ બહુ છૂટથી કર્યું છે. એ ભાષાંતર આ પુસ્તકમા આપેલુ છે.

એની અકેકી નકલના પચ્ચીસ રૂપીઆ આપવા છતાંય તે મળતી નહતી તેમજ જે. એન. પીટીટ ઇન્સ્ટીટયુટ, વરોદરાની સેન્ટ્રલ લાયબ્રેરી તથા અમદાવાદ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાં તપાસ કરવા છતાંય તે ન મળી શકી. છેવટે એક નકલ મેસર્સ તારાપોરવાળાએ મોંઘી કિંમતે મેળવી આપી.

બિલ્હણ વિષે રા. ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલ એમ. એ. એમણે ઈ. સ. ૧૯૧૫ ના ગુજરાતીના દિવાળીના ખાસ અંકમાં લખ્યું છે અને તેમણે પોતાની શોધખોળ તથા એ વિષે મેળવેલી માહિતીનો સારો પરિચય કરાવ્યો છે.

જૂનાં પુસ્તકોને આપણે ત્યાં લધાઈ ખાતાં રાખી મૂકવામાં આવે છે અથવા તો કોઇ કોઇ વખત પ્રદર્શનોમાં દર્શન કરવા ખાતર મુકવામાં આવે છે પણ એની શોધખોળ કરીને છપાવવાના પ્રયત્ન નથી થતા એ ઘણું શોચનીય છે. હજુ સુધી 'શશિકલા .વિરહ પ્રલાપ' તથા 'બિલ્હણ પંચાશિકા ચોપઇ' નથી છપાયાં એનું પણ એજ કારણ છે અને એને લીધેજ ગુર્જર સાહિત્ય રસિકો એના નામથી પણ પરિચિત નથી.

આખીએ પચ્ચાશિકા એક શિઘ્ર કાવ્ય હોઇ તેના કર્તાના કાવ્ય અને અલંકાર શાસ્ત્રના નૈપુણ્યની પ્રતીતિ કરાવે છે તથા તેનો ઉત્કટ સ્વકીયા સ્નેહ સુંદર રીતે દર્શાવે છે. મહાકવિ કાલિદાસના મેઘદૂતની જેમ પચ્ચાશિકાને પણ જતે દહાડે મહા કાવ્યની છાપ મળે તો નવાઈ નથી બાકી એ એક સરસ ખણ્ડ કાવ્ય છે અને એના લખનારને મહાકવિઓની પંક્તિમાંએણે બેસાડ્યો છે. પેલા પ્રખ્યાત શ્લોકમાં એના રચનારને એણે સુયોગ્ય સ્થાન અપાવેલું જોઇ આનંદ થાય એ સ્વાભાવિક છે.

દેશ દેશાતરમાં અમર કીર્તિ વસ્તાર આ સુંદર કાવ્યને એના જન્મ સ્થાનમાંજ યોગ્ય ન્યાય ન અપાય એ પણ વિધિની ગહનગતિ જ ગણી શકાય ને! યથા શક્તિ કરાવેલો એનો આ અનુવાદ ગુર્જર સાહિત્ય રસિકોનાં હૃદયને આલ્હાદિત કરશે તો મ્હારો શ્રમ સાર્થક થશે.

મ્હારા હિંદી મિત્ર રા. ટેકચંદજીનો આ કાવ્ય પ્રત્યે રૂચિ ઉત્પન્ન કરાવવા માટે તથા પ્રૅા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવનો પ્રોત્સાહન આપી ઉપયોગી વિગતો પુરી પાડવા માટે આભાર માનું છું.

૨૫ જુલાઈ ૧૯૨૬ )

નાગરદાસ ઈ. પટેલ

## નાગરદાસ ઇ. પટેલ

તંત્રી: ચાંદની : વ્યવસ્થાપક : બાલજીવનનાં બીજા પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| *શિશુસદ્‌બોધ ... | ... બાલોપયોગી કાવ્ય ... | | ૦—૨—૦ |
| *દેશ કીર્તન ... | ... દેશભક્તિનાં કાવ્યો... | | ૦—૨—૦ |
| *નવવલ્લરી ... | ... અલંકાર શાસ્ત્ર ... | | ૨—૮—૦ |
| સફેદ ઠગ ... | ... નવલકથા ... | | ૪—૮—૦ |
| વિનોદાનું વિલ ... | ... હાસ્યજનક લેખ ... | | ૦—૧—૦ |
| શરિકલા ... | ... પ્રેમ કથા ને કાવ્ય ... | | ૨—૦—૦ |
| અમારી વાર્તાઓ | ... બાલ વાર્તાઓ ... | | ૦—૮—૦ |
| અમારી બીજી વાર્તાઓ | ... ,, ... | | ૦—૮—૦ |

: : થોડા વખતમાં પ્રકટ થશે : :

અમારી ત્રીજી વાર્તાઓ: પુષ્કળ ચિત્રો સાથે
બાલવાર્તાઓનો નવો સંગ્રહ ... ૦—૧૨—૦

જયન્ત : છૂપી પોલીસનાં અજબ પરાક્રમોની
ટુંકી વાર્તાઓનો સંગ્રહ ... ૩—૦—૦

આણુરાકર પંડિતજીનાં પરાક્રમો : પંડિતજીના વખણાઈ
ચૂકેલાં પરાક્રમોની હાસ્યરસિક પોથી ... ૨—૦—૦

*આ નિશાનીવાળા પુસ્તકો શીલકમાં નથી.

**વર્ધમાન ઍન્ડ સન્સ : પાયધુની : મુંબાઈ નં. ૩**

ધી સર્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં મુળચંદભાઈ ત્રીકમલાલે છાપી
ઠે. પાનકોરનાકા પીરમશા રોડ—અમદાવાદ



# શશિકલા

निरर्थकं जन्मगतं नलिन्या ।
यदा न दृष्टं तुहिनांशु बिंबम् ॥

'શશિકલા, આ રીતે અભ્યાસમાં ક્ષતિ ન ચાલે—'

'ભૂલ થાય છે પંડિતજી, મ્હારૂં દુર્લક્ષ નથીજ—'

'તો પછી આમ કેમ? નૈષધના આ અપ્રતિમ માધુર્યવાળા શ્લોકમાં ત્હને રસ કેમ ન પડે?'

'મ્હારી દષ્ટિબિન્દુયે એમાં મ્હને આપના જેટલું સૌન્દર્ય અને રસિકતા નથી જણાતાં—'

'ખરેખર !

निरर्थकं जन्मगतं नाळिन्यां ।
यया न दृष्टं तुहिनांशु बिंबम् ॥*

અંધ તે અંધજ ! નૈષધના બધાયે શ્લોક કરતાં આ શ્લોકનાં રસમાધુર્ય—'

'પંડિતજી, આ નિરર્થક આક્ષેપનું કોઇ કારણ ? અંધ કોને કહો છો ?'

'જે અંધ હોય તેનેજ—'

'કોણ કહે છે કે હું અંધ છું ?' રાજકુમારી રાડ પાડી ઉઠી.

× × × × × ×

મહારાજાધિરાજ વૈરિસિંહની શશિકલા એકની એક પુત્રી હતી. એ વિદ્યાનુરાગી નૃપતિએ તેને વિદ્યાનું યથેચ્છ અમૃતપાન કરાવવાનું નિશ્ચિત કર્યું હતું.

શશિકલા અપ્રતિમ સૌંદર્યશાળી હતી. તેના સૌંદર્યનાં વર્ણન કરતાં શેષ પણ થાકે. જેવું એનું સૌન્દર્ય તેવીજ એની રમ રસિકતા અને સરસ્વતી સેવા.

વ્યાકરણ, કાવ્ય, સંગીત વિગેરેમાં તેણે નૈપૂણ્ય પ્રાપ્ત કર્યું હતું.

પંડિતજી તેને ભણાવતા હતા. અને બેઉ વચ્ચે રેશમનો પડદો હતો.

× × × × × ×

* જેણિ આંખુજિ અંબરથિકું નિર્મલ ચંદ ન દિઠુ
તે કમલિનિ કલિમાં રહી જવારૂ ઘણુ ધટૂ.
જેણિ મયંકિ મહીયલિ થિકી વિકસતિ નવિણ્યા ન જોઈ
અવનિમાં હિઈ તે અવતરી નિશ્ચઈ નિષ્ફલ હોઈ

બિલ્હણ પચાશિકાનું ૨૦૬ કડીનું કાવ્ય જૂની ગુજરાતીમા ઉપલબ્ધ છે, તેમાંથી કેટલેક ઠેકાણે અવતરણો આપ્યાં છે.

'બીજુ કોણ કહે? હું કહું છુ-પ્રધાનજી કહે છે-રાજાધિરાજ કહે છે—'

'દુનીયામા એના જેવી બીજી મુર્ખતા ભાગ્યેજ હશે કે બે આંખે દેખનારને અંધ કહેવામા આવે! પણ કદાચ પંડિતજી, કુષ્ટ રોગથી આપને બુદ્ધિ વિભ્રમ થયો સંભવે છે'

'શુ? કુષ્ટરોગ?'

'જી હા'

'મ્હને કુષ્ટરોગ છેજ નહિ'

'પણ મ્હને કહેવામાં આવ્યુ હતુ કે આપને—'

'તદ્દન ખોટી વાત!'

'હું અંધ નથી પણ દેખી શકુ છુ'

'અને મ્હને કુષ્ટરોગ છેજ નહિ'

'ખરેજ! આપણુને એકબીજા માટે ઉંધુજ ભરાવ્યું લાગે છે! અને વળી પાછી આ જવનિકા!'

'બુદ્ધિ ચાતુર્યની આ તે શી વિચક્ષણતા! શશિકલા! એ જવનિકાનુ વિસર્જન આપણી શંકાનું છેદન કરશે'

તરતજ બન્નેની વચ્ચેનો પડદો ખસેડવામાં આવ્યો.

અમલિ બન્ને અવલોઈ વલી અન્યોઅન્ય રહ્યાં મન મલી,
નયણે નયણુ ન ખચઈ ઘડી દૃષ્ટિ ન ચૂકઈ એક આપડી
થભ તણી પરિથભ્યા દોઈ જાણે ભીંતિ લિખ્યા ચિત્રસોઈ,
તવ તરૂણી કદર્પિ આગલી લાગુ લગ્ગ મચ્છ લજ્જા ટલી

પ્રૌઢ પ્રતાપી મદનરાજ સમા જુવાનજોધ પંડિતરાજ બિલ્હણુ ને જોઇ શશિકલાના અંતરમા અવનવા આંદોલન ઊભરાયા

સાૈંદર્યની જીવંત પ્રતિમા સમી ચંદ્રલેખા જેવી શશિકલાને જોઇ પંડિતજીના પ્રાણના પ્રાણમા કંઇક-અકથ્ય ભાવ સ્ફૂર્યા

આવું સૌંદર્ય બેઉએ ક્યાંય જોયું નહતું ! સારાયે પાંચાલમાં આવો સૌન્દર્ય પૂર્ણ પુરુષ શશિકલાયે ભાળ્યોયે નહતો. સ્વપ્નમાં પણ તેણે પુરુષ સૌંદર્યની આટલી મોહકતા નિરખી ન હતી.

પંડિતપ્રવર બિલ્હણે દેશેદેશ ફર્યા છતાં શશિકલાના જેવું સૌંદર્ય કોઇસ્થળે જોયું નહતું.

સૌંદય અને વિદ્યાનુરાગ. સુવર્ણ અને સુગંધ એ સર્વેનો સુંદર યોગ વીધિએ ઘડયો હતો.

'પંડિતજી, આપણને આવી રીતે ઉંધુ સમજાવવામાં શાથી આવ્યું હશે ?'

'રાજનીતિ પટુતાનું આ સુંદર દષ્ટાંત છે. શશિકલા ! આપણી યૌવન દશાનો વિચાર કરીને બુદ્ધિપૂર્વક આ યોજના કરાઇ લાગે છે !'

'પણ બુદ્ધિ અને ચાતુર્યનો આ પ્રયોગ ખોટી રીતે થયો નથી લાગતો ?'

'યૌવનને ત્હમે નથી ઓળખતાં રાજકુમારી ! એ દુનીયાના ડાહ્યાઓ એને ઓળખવાનો દાવો કરે છે. અને આવી આવી વિટં-બનાઓ સજ્જનોના સન્માર્ગમાં સદાએ નાખે છે !'

'શું યૌવન એટલું ખરાબ છે ?'

'નહિજ. પણ એના ઉપર કાંઇક બધાની કુદષ્ટિ બેઠી લાગે છે, નહિતર એને આટલું નિંદ્ય ન ગણત ! જીંદગીમાંથી યૌવન કાઢી નાખો અને પછીના ગેમારની કલ્પના કરો રાજકુમારી ! કેવું નીરસ એ લાગશે ? બાલ્યકાળ આનંદ અને કલ્પનાના અવનવા તરંગોનો, વૃદ્ધાવસ્થા રોગની અને જીવનની આથમતી કલાની, યૌવનનો ભાસ્કર મધ્યાકાશે પ્રકાશતો નહોત તો સંસારની નવપલ્લવતાનાં નામનિશાને નહોત ને સર્વ સ્થળે સુકુ વેરાન લાગત !'

ખરીવાત છે ! યૌવન અને સુંદરી બન્નેને એ દુનીયાના ડાહ્યા અવનતિનાં દ્વાર ગણે છે ! એ બે દુનીયામાં ન હોયતો સંસા-

રની સુકુમારતા ને અસ્તિત્વની સંભાવનાજ ન રહે! યૌવન વિહોણી જીંદગી અને સુંદરી વિનાના સંસારની કલ્પના કેટલી ભયંકર લાગે છે!'

'એટલું તો ખરૂં કે યૌવનમંદિરનો થોડો ઘણો નિશો સર્વને ચડે છે!'

( ૨ )

'વિક્રમાંક દેવચરિત' ના અરાઢગા સર્ગમાં પંડિત પ્રવર કવિ બિલ્હણે પોતાનો ઇતિહાસ પોતાને હાથેજ લખ્યો છે.

'દુનિયામાં ક્યાંયે સ્વર્ગ હોય તો તે અહીંયાં છે, અહીંયાં છે, અહીંયાંજ છે.' એવું જેને માટે સેંકડો વર્ષથી કહેવાતું આવ્યું છે, એવા ભારતવર્ષના મુકુટમણિરૂપ કાશ્મીરના રમણીય પ્રદેશમાં રાજ્યધાનીના નગર પ્રવરપૂરથી ત્રણ કોશ દૂર સોનમુખ નામના ગામમાં બિલ્હણે પહેલીવાર આંખ ઉઘાડી હતી.

મહાભાષ્ય ઉપર વિદ્વતાપુર્ણ ટિકા લખનાર પંડિત જ્યેષ્ટ કલશ એના પિતા હતા. નાગદેવી એની માતાનું નામાભિધાન હતું.

પંડિત જ્યેષ્ટકલશને ત્રણ પુત્રો હતા. ઇષ્ટરામ, બિલ્હણ અને આનંદ. ત્રણેમાં બિલ્હણ અતિ બુદ્ધિશાળી.

કાશ્મીરના મહારાજા ગોપાદિત્યે ઈ. સ પૂર્વે ૪૦૦ ના અરસામા જ્યેષ્ટ કલશના પુર્વજોને મધ્યદેશથી બોલાવી વસાવેલા. એમના વસવાટને બરાબર ચૌદથી પંદર સદી વીતેલી.

બિલ્હણને વેદ, વ્યાકરણ, કાવ્ય અલંકાર વિગેરે શાસ્ત્રોનો સુંદર અભ્યાસ કરાવવામાં આવ્યો હતો અને તેમાં નૈપૂણ્ય પ્રાપ્ત કરી તે પ્રવાસે નીકળ્યો હતો.

મથુરા ને પ્રયાગ, બનારસ ને ડાહલ બધે તે ફર્યો. કાંઇક જોયું. કાંઇક શીખ્યો ને કંઇક અવનવું અનુભવ્યું.

ફરતો ફરતો તે ગુજરાતમાં આવ્યો સૌન્દર્યશાળી ગુજરાત એને ગમી ગયુ

મહારાજાધિરાજ કર્ણદેવનો તે વખતે ગુજરાતપર અમલ હતો. પંડિત બિલ્હણનો તેમણે આદરસત્કાર સારી રીતે કર્યો અને કાઇક લખવાને પ્રેરણા કરી.

રાજપ્રોત્સાહનથી બિલ્હણે એક સુંદર નાટિકા રચી નામ કર્ણસુંદરી

કર્ણદેવનો વિદ્યાધર કન્યા કર્ણસુન્દરી સાથેનો સ્નેહ તથા પરિણય એ નાટિકાનું વસ્તુ છે. મહામાત્ય સંપત્કરે પ્રવર્તાવેલા ભગવાન્ નાભિનાથના યાત્રા મહોત્સવ પ્રસંગે એ શાન્તિઉત્સવ દેવગૃહમા પ્રથમવાર ભજવાઇ

પંડિતજીની એ કૃતિનાં અનેક મુખ વખાણ થયા પણ પછી કોણ જાણે કેમ થોડા વખતમાજ એને ત્યાં ન ફાવ્યુ

એનુ મન ત્યાથી ઉડી ગયુ એને કાંઇ કષ્ટ થયો કે કેમ પણ ગુજરાતીઓ માટે તેણે ઠીક ન લખ્યુ એજ સર્ગના ૯૭ મા શ્લોકમા તેણે ગુજરાતીઓને નિંદ્યા*

ગુજરાતમાથી નીકળી તે ખૂબ રખડયો છેક રામેશ્વર સુધી ફર્યો ફરતો ફરતો તે ચાલુક્યોની રાજધાની કલ્યાણમાં આવ્યો

કલ્યાણમા પણ તેનો સારો સત્કાર થયો વિક્રમાદિત્ય ત્રિભુવનમલ્લે તેને પોતાનો વિદ્યાપતિ બનાવ્યો અને ત્યાં રહીને એણે

* कच्छाबन्धं विदधति न ये सर्वदैवाविशुद्धा ।
एतद् नापन्ते किमपि भणते यज्जुगुप्सास्पदत्वम् ॥
तेषां मार्गे परिचयवशादर्जितं गुर्जराणां ।
यः संतापं शिथिलमकरोत् सोमनाथं विलोक्य ॥

વિક્રમાંકદેવ ચરિત કાવ્ય લખ્યું. એ આખુંયે કાવ્ય વિક્રમાદિત્ય ત્રિભુવનમલ્લની પ્રશસ્તિ રૂપ છે. અને એના અઢારમા સર્ગમાં બિલ્હણનું પોતાનું આત્મ વૃત્તાંત છે.

એ ઉપરથી પાછળથી ત્રિભુવનમલ્લના પૌત્ર સોમેશ્વરદેવ ભૂલોકમલ્લે પણ એવુંજ એક વિક્રમાંકાભ્યુદય નામનું ચંપૂકાવ્ય રચેલું છે.+

બિલ્હણ ત્યાંથી થોડો કાળ રહીને નીકળ્યો અને ફરતો ફરતો પાંચાલમાં આવી પહોંચ્યો.

મહારાજા વૈરસિંહે પણ તેનો સન્માન આદર સત્કાર કર્યો.*

એને કાંઇક કાર્યપર નિયત કરવાની મહારાજાની વૃત્તિ થઈ અને તેમણે તે પ્રધાનજીને જણાવી.

( ૩ )

**નવયૌવન ભરી નિત નિર્મલા, બેટિ નામિ સગુણ શશિકલા**
**તે શ્રુતિ લહિસવિ ચુસઠી કલા, વિદ્યા ચઉદ ચતુરી આગલા.**

---

+ 'પાટણના સઘવીના તાડપત્રના ભંડારમા તેની એક ત્રુટક પ્રત છે.'

સ્વ૦ ચી. ડા. દલાલ એમ.એ.

* બિલ્હણ વિષે ઉપરની હકીકત ઉપરાંત થોડીક વિશેષ હકીકત મળે છે.

એનો સમય ઇ. સ. ૧૦૬૫ થી ૧૦૮૫ નિર્ણીત કરવામા આવ્યો છે.

એણે સંસ્કૃતમાંજ કર્ણસુંદરી, વિક્રમાંકદેવ ચરિત કાવ્ય અને ચૌર પચાશિકા તથા થોડાક મૌક્તિકો લખ્યા છે. ડૉ. બ્યુલર ધારે છે કે તેણે રામચરિત સંબંધી કંઇક લખ્યું હશે. ઉપરનાં ત્રણ કાવ્ય સિવાયના કેટલાક છૂટક શ્લોક શાર્ઙ્ગધરપદ્ધતિમાં એના કર્તાએ બિલ્હણને નામે આપેલા છે.

ગુજરાતમાં કે પાંચાલમાં એના જીવનકાળમાં પંચાશિકામા વર્ણવેલો પ્રસંગ એણે અનુભવેલો એ વાત ચોક્કસ છે.

લેઈ લેહણિ અનુભવિયા વર્ણ, તેણિ વનિતા શીખિઉં વ્યાકરણ.
કામકુતુહળ વૈધક વલી, અંકો કલા અવલા આગલી.

એને માટે ઘણા મતભેદ છે પણ એટલું તો ખરુ કે બિલ્હણને એક મહારાજાએ આશ્રય આપ્યો હતો. અને હવે પછી વર્ણવાતી ઘટના તેના રાજ્યમાં બનવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. એ રાજા અને રાજ્ય વિષે અનેક જણનો જૂદો જૂદો મત છે. વિક્રમાંકદેવ ચરિતકાવ્ય પંચાશિકા પહેલાં લખાયુ ન હોત તો બિલ્હણના હાથે એ સત્ય હકીકત લખાઇ હોત પણ એ વિષય ચર્ચાસ્પદ રહેવાનો એટલેજ વિક્રમાંકદેવચરિત પ્હેલાં લખાયું અને પંચાશિકા પછી રચાઇ.

કોઇ શ્રીપુરપાટણ અને પૃથ્વીચંદરાજા તથા પ્રેમાવતી પટરાણી કહે છે, કોઇ અણહિલપુરપત્તન વૈરિસિંહ રાજા અને સુતારા રાણી જણાવે છે તો કોઇ પાંચાલદેશ, મદનાભિરામ નરેશ અને યામિનીપૂર્ણતિલકા મહારાણી લખે છે. જૂદા જૂદા દેશના લેખકો જૂદુ જૂદુ લખે છે.

એ ચર્ચાસ્પદ વિષયમાં આપણે ન ઉતરીએ તો ઠીક.

મહારાજા વૈરિસિંહને વિચાર થઇ પડયો કે પંડિતજીને લાયક કાંઇ કામ આપી શકાય તો ઠીક. તેઓ પ્રધાનજી સાથે તેજ મંત્ર કરતા હતા. એવામાં રાજકુમારી શશિકલા ત્યાં આવી પહોંચી.

શશિકલા તેમને પ્રાણના યે પ્રાણ કરતાં વધુ પ્રિય હતી. ત્હેના વિદ્યાગુરૂ મરણ પામ્યા હતા. એટલે કોઈ લાયક વિદ્વાન પાસેથી તેનો નૈષધકાવ્ય શીખવા વિચાર હતો.

"સારે શશિકલાના વિદ્યાગુરુ તરીકે એમને રાખીએ તો !" શશિકલાને જોઇ મહારાજાને વિચાર આવવાથી તેમણે પુછ્યું.

' ભલ પણ—'

રાજકુમારી એવામાં ત્યાથી ગઇ એટલે દિવાનજીએ વાક્ય પુરૂ કર્યું: 'એક વિચાર કરવાનો છે.'

' શો ? '

' यौवनं धन संपत्ति—'

' સત્પાત્ર છે. કુલીન છે પછી એ વિચાર શાને ? '

' ચેતતા નર સદા સુખી. પાણી પ્હેલાં પાળ બાંધી હોય તો સારૂ. '

' જેવી તમારી મરજી શું કરવુ છે ? '

' ભેદ નીતિ. '

' જવનિકા નહિ ચાલે ? '

' તે ય ખરૂં ને ચાલે પણ માથે માથે. '

' કઇ રીતે ? '

' એકને કહીશું કે રાજકુમારી અંધ છે અને બીજાને—'

' બેઉનેય ! '

' જી હા. કરીએ તો અડધુ શા વાસ્તે ? કુમારીને જણાવીએ કે પંડિતને કુષ્ટરોગ થયો છે.

અને તરતજ એ પ્રમાણે કરવાનો બેઉ જણે નિશ્ચય કર્યો

શશિકલાને કહેવામાં આવ્યું કે પંડિતજી 'વિદ્યાવંત અનંત' કે પણ કુષ્ટ રોગી છે. તેણે પૂછ્યુ ' કુષ્ટરોગી ? '

' હા, પણ એમાં શું ? આપણે તો વિદ્યાગ્રહણ કરવી છે ને ? એના શરીર સાથે શો સમ્બન્ધ ? અષ્ટાવક્રનાં આઠે અંગ વાંકા હતા તેથી તેમની વિદ્વતા અને તપને શું લાગે વળગે ? તે કાંઈ આર્ગ્ગજ વાંકાં ચુકાં હતાં ? '

' ભલે—'

' અને વચ્ચે જવનિકા રાખીશુ એટલે હરકત નહિ. ત્હારી નજરે એ કુત્સિત દેખાવ પડે એ ઠીક નહિ. '

શશિકલાને મહારાજાની ગોઠવણમાં વાધો નહતો.

અભ્યાસ શરૂ થયો અને તેણે પંડિત બિલ્હણ પાસે નૈષધ કાવ્ય ભણવું શરૂ કર્યું

નૈષધ ભણતાં કોઈ ઝગકતા ચોઘડીઆમાં પેલો શ્લોક આવ્યો અને વિધિએ એ દુનીયાના ડાહ્યા મંત્રીવરની બાજી ધુળમાં મેળવતી અઘટિત ઘટના ઘટાવી

( ૪ )

કુચ કાઢી કંકુરઈ કાન, મીંચી મીટિ કરઈ તે માન,
આટાસ મોડઈ આવઈ જંભ, નિરતઈ નાભિ દેખાડઈ રંભ.
વારમેઈ લઈ નીસાસ, અમળા કરઈ અધ્ધારૂ આસ,
માંહોમાંહઈ મૂંકઈ લાજ, પ્રીતિ પ્રગટ થઈ કીધું કાજ.

ઉછાળા મારતું યૌવન, એકાંત સ્થાન, રસિકોના હૈયાં ડોલાવે એવા વિષયોનો અભ્યાસ, અને અનુકૂળ વાતાવરણ એ પરંપરામાંનું એકાદ પણ ચિત્તને ચલિત કરવાને બસ છે તો પછી જ્યાં એ સકળ સંજોગો સાનુકૂળ યોગ હોય ત્યાં શું પરિણામ આવે એ સહેજે કલ્પી શકાય એમ છે.

શશિકલા કલાનિપૂણ હતી, તેણે અભ્યાસ કર્યો હતો અનુભવ ત્હેને રજે નહતો

જ્યારથી પંડિતજીને જોયા ત્યારથી તેના અંગોઅંગમાં તાલાવેલી લાગી હતી, કોઇ અકથ્ય અને અવર્ણનીય વિચારોની પરંપરા તેને આવતી હતી અને હૃદયના વિલક્ષણ ભાવથી તે મુંઝાઇ ગઈ

હતી શરીરની આવી અવદશા તેણે કદીયે અનુભવી ન હતી એ સમજી ન શકી કે એને શુ થયુ હતું ?

પંડિતજીને જોઈ એને અંગે અંગ રોમાંચ થતો શરીરની ઉષ્મા એકદમ વધી પડતી અને ત્વરિત ગતિએ પ્રત્યેક સ્નાયુમા ઉષ્ણ લોહી વહેતુ ઘણીવે વખતે એ પોતાના મનમાં શોચતી વાચી એમ થતુ હશે ?

કોઇ કોઇ વખત તો તો પંડિતજીને અનિમિષ નયને જોવાનું મન થઇ જતું કોઇ વખત તેમના શબ્દો સાંભળ્યાજ કરવાની ઇચ્છા થતી, કદી એમ થતું કે પંડિતજી બોલ્યા કરે તો સારૂં. એવી ઇચ્છા કેમ થયા કરતી હશે તેની એને સમજણ ન પડતી

તેણે પ્રેમ અને સ્નેહની વાતો વાચી હતી દુષ્યન્ત અને શકુન્તલાના પ્રથમ દૃષ્ટિએ થયેલા અનુરાગની વાતથી તે સુપરિચિત હતી છતા તેને પોતાની સ્થીતિ શકુન્તલા જેવી હતી કે કેમ તેની ખાત્રી નહતી શકુન્તલા ને દુષ્યન્તને એક બીજાને જોઈ એકજ સમયાવચ્છેદે બેઉના હૃદયમા પ્રેમ ઉદ્ભવ્યો હતો એને હજી ખાત્રી થઇ ન હતી કે તેને પંડિતજી પ્રત્યે માત્ર મમતા હતી કે પ્રેમ ?

પણ કોઇ કોઇ વખતે તેનું ઉત્તરિય સરી જતુ, કદીક વેણી તો કદીક ઉરૂજ અને કદીક એના લાવણ્ય પૂર્ણ દેહના કઇ કઇ અંગો પરના આવરણ દૂર થતાં ને પંડિતજીનો તે પર દૃષ્ટિપાત થતો.

પણ પંડિતજી સાથે તે પ્રેમ કરી શકે ? શા માટે નહિ ? એના જેવી સુશિક્ષિત કન્યાને મહારાજા તરફથી શા માટે આવા સત્પાત્રને વરતી અટકાવવામા આવે ? વખતે મહારાજા વાધો લે તો ?

પંડિતજીનામાં પણ રાજકુમારીને જોઈ સારથી ફેર પડયો દુનીયાના ડાહ્યાઓએ એમના કરતાં યૌવનને સારી રીતે ઓળખ્યુ હતું

ધીરે ધીરે અભ્ય સમાથી બેઉનાં ચિત્ત વિચલિત થયાં. એકનું ભણવામાંથી બીજાનું ભણાવવામાંથી.

એનું સ્થાન ગાંડીઘેલી વાતોએ લીધું અને એ સઘળાનું એક માત્ર પરિણામ આવ્યું.

કુસુમાયુધ જેવો પાંગળો કોઈ દુનિયાભરમાં નહિ હોય ! નહિ અંગ કે નહિ શસ્ત્ર છતાંયે એના જેવો કોઈ બળવાન પણ નથી એ નવાઇ જેવું નથી ? એ ફૂલનાં બાણથી આખુંયે વિશ્વ એણે જીતી લીધું છે. અને બાણ પણ કેવાં વિચિત્ર ! એક શરથી એકના બે ટુકડા કરનાર ધન્વીની વાત સાંભળીયે છીએ પણ આ તો એવો ધુરંધર છે કે એક બાણે બેનાં એક કરી દે છે ! શી એની વિચિત્રતા !

આ બેઉ ગુરૂ અને શિષ્યા પણ એના સપાટામાં આવ્યાં, એમના યૌવન મદે એમને પ્રેમ મદિરા પાઇ. અને પછી તો—

કરઇ કતુહલ ક્રિડારોઈ ભોગ ભોગવઇ સુરનાં સોઈ,
અંગિજિ અનંગ તણુઉ અભ્યાસ વિલસઈ પંડિત વિવિધ વિલાસ;
ઇમ સુખ સેવઈ કુમરિ એકંતિ બેસી યુવતિ ભલ્યાં ઇક ચિંતિ,
મનિ ગમતું માણુઇ માનિની જાણુઈ નહી વાસર યામિની.

નૈષધ નૈષધને ઠેકાણે રહ્યું અને પ્રેમમદિરાનું ઘેન બેઉને ચઢયું. બન્ને મત્ત બન્યાં.

(૫)

'આપણી મહેનત બરબાદ થઇ !' દિવાનજીએ મંત્રણા-ગૃહમાં મહારાજાને કહ્યું.

'કેમ ?'

'ડાહી કાગડો બે પગે બધાયો,'

'શું થયું તે તો કહો.'

'તેજ કહુંછું. પેલા પંડિતને આપણે રાખ્યોતે–'

'હા. શશિકલાનો ગુરૂને ?'

'હાજી. તેણે કેર કર્યો ?'

'કેર ?'

'હાજી. આપણને બનાવ્યા.'

'શી રીતે ?'

'આજેજ મ્હેં રાજકુમારીને જોઇ–'

'તે–'

'મ્હને કંઇક વાત વિપરિત થઇ ભાસે છે. પંડિત અને એની વચ્ચેની જવનિકા દૂર થઇ ગઇ લાગે છે.'

'ત્યારે તો તમારી ભેદ નીતિ ફુટી ગઇ ખરૂંને !'

'કંઇક તૃતીય થયું છે.'

'શું ?'

'એ બેઉ જણ વચ્ચે સમ્બન્ધ લાગે છે.'

'શો સમ્બન્ધ ?'

'પ્રેમનો–'

મહારાજા ચોંક્યા. એમના રોષની સિમા ન રહી પણ દિવાનજીએ એમને ઠંડા પાડી સર્વ પરિસ્થિતિની તપાસ કરવા વિનવ્યા.

પ્રેમમદિરા પી ઉન્મત્ત બનેલાં બેઉને તેમણે ઉદ્યાનમાં જોયાં અને મિજાજ ગયો તરતજ પંડિત બિલ્હણને કેદ કરવા હુકમ ફરમાવ્યો અને તેને પોતાની પાસે બોલાવી મંગાવ્યો.

'કેમ પંડિતજી, ત્હમને આ દિવસ જોવા મ્હેં શશિકલા સોંપી હતી ?'

'રાજાજી' સમય સમયનું કામ કર્યે જાય છે આપની ભેદ નીતિનો વિધિએ સ્ફોટ કર્યો અને મ્હારા નશીબમાં અંકિત થયેલી-'

'શું ? જાઓ. ત્હમારા જેવા નિમકહરામનો શિરચ્છેદ કરાવવો જોઇએ.'

અને તરતજ પંડિતના શિરચ્છેદનો તેમણે હુકમ ફરમાવ્યો.

એણે શું ખોટું કર્યું હતું કે આમ એકાએક મહારાજાએ આ સજા કરી? એના જેવો વિદ્વાન એમના જમાતા થવા અયોગ્ય હતો?

સારા યે મ્હેલમાં આ સમાચાર વિજળીને વેગે ફેલાઇ ગયા.

શશિકલાએ પોતાની માતાને બહુ બહુ વિનવી અને બેઉ જણે મળીને સંયુક્ત વિનવણી કરી પણ મહારાજાનો રોષ રજમાત્ર ઓછો ન થયો.

પંડિતજીએ એમનો વિશ્વાસઘાત કર્યો હતો અને તેનું ફળ એને મળવુંજ જોઇએ.

( ૬ )

વચણિ વલકલી બિલ્હણ ભણઈ જે છઈ ઈષ્ટદેવ અહ તણઈ,
સુણિયો સમરૂં સઘલી સભા, શશિકલા સુંદરિ દુર્લભા.

પાંચાલ દેશના રિવાજ મુજબ પંડિતરાજ બિલ્હણના શિરચ્છેદની વ્યવસ્થા કરવામાં આવી. આખાએ નગરમાં એ સાંભળીને હાહાકાર થઇ રહ્યો હતો. એના જેવા બ્રાહ્મણનો–અને તે પણ મહા વિદ્વાન બ્રાહ્મણનો શિરચ્છેદ–બ્રહ્મહત્યા–કરવા રાજાજી ઉદ્યુક્ત થયા જોઇ ઘણાનાં હૃદય દ્રવીભૂત થયાં હતાં.

વધસ્થાન ઘણું ઉંચે હતું. ચારે બાજુથી તે જોઇ શકાય એવી વ્યવસ્થા હતી. ત્યાં પહોંચતા પહેલાં પચ્ચાસ પગથિયાં ચઢવાં પડતાં હતાં. પ્રજાની મેદિની તેની આજુબાજુ ભરાઇ.

સ્ત્રી ને પુરૂષ, બાળક ને કિશોર, યુવાન ને વૃદ્ધ સૌ સૂજળ નયને એ દેખાવ જોવા દોડયાં હતા

મહારાજા વેરિસિંહ પણ દેશના રિવાજ મુજબ પધાર્યા હતા. પંડિતજીને વધસ્થાનપર લઇ જતા પ્હેલા મહારાજ પાસે લઈ જવામાં આવ્યા

'પંડિતજી, પાંચાલના રિવાજ મુજબ ત્હમને આશિષ દઉ છુ કે પ્રભુ આપનુ કલ્યાણ કરો. વધસ્થાનપર જતા પ્હેલાં ઇષ્ટદેવનું આપ સ્મરણ કરી લો '

'રાજાજી, મ્હારો ઇષ્ટદેવ ? મ્હારો ઇષ્ટદેવ શશિકલા સિવાય બીજો કોઇ નથી !' એમ કહીને પંડિતપ્રવર બિલ્હણે લલકાર્યું·

' अद्यापि तां कनकचम्पकदाम गौरीं ।
फुल्लारविन्दवदनां तनुरोमराजीम् ॥
सुप्तोत्थितां मदनविह्वलसालसाङ्गीं ।
विद्यां प्रमादगलितामिव चिन्तयामि ॥'

એકેક પગથિયું ન્હડે ને એકેકો રસ નિર્ઝર સુંદર શ્લોક લલકારે.

બિલ્હણનું એ આખુયે કાવ્ય બિલ્હણપંચાશિકા અથવા ચૌરપંચાશિકા* નામથી મશહુર છે

ઓગણપચાસ પગથિયા ચઢીને તેમણે જલ્લાદને પોતાનો ત્વરાથી વધ કરવાને વિનંતિ કરી

* પંચાશિકા એ બિલ્હણનુ પચાસ શ્લોકનું પ્રખ્યાત કાવ્ય છે વર્ષો થયા તેની રસિકતાએ સહૃદયોના હૃદયને આકર્ષ્યા છે

બિલ્હણની જીવનકથા સહિત આખીએ પંચાશિકા તથા શશિકલા વિરહ પ્રલાપની જૂની ગુજરાતી ભાષામા છંદ વિક્રમની સોળમી સદીના અંતમા લખાયલી કવિતા મળી આવી છે અને તેમાથી અત્રે અવતરણો આપ્યા છે, એ પૂરવાર કરે છે કે ગુજરાતીઓ એના રસથી સોળમી સદીથી મોહ પામ્યા છે

પંડિતજીનો શશિકલા પ્રત્યેનો પ્રત્યેક શ્લોકથી વ્યક્ત થતો પ્રબળ પ્રેમાવેગ નિરખી મહારાજાના હૃદયમાં તેમને માટે ઘણોજ ઉંચો મત બંધાયો.

આથી વધુ વિદ્વાન વર શશિકલા માટે મળવો મુશ્કેલ છે એ પણ એમને સ્હમજાયું એટલે તેઓ એકાએક ઉઠયા. પગથિયાં ચઢતા ચઢતા બોલ્યાઃ 'મણુર સણુર.'

જલ્લાદ મહારાજાને જોઇને થંભી ગયો.

બિલ્હણને રાજાજીએ પૂછ્યુંઃ 'હજીએ શશિકલા માટે આપની આશા નથી છોડી શકતા ? એને છોડીને ત્હમે સિધાવો.'

'શું કહોછો રાજાજી, હું શશિકલાને છોડી દઉં ? સુજ્ઞ માણસો એક વાર હાથ લીધેલી વાત પાર પાડયા સિવાય છોડી દેતા નથી જુઓનેઃ

---

એનો મરાઠી અનુવાદ ગોરીપુર વાસ્તવ્ય ઋગ્વેદી બ્રાહ્મણ વિઠ્ઠલ કવિએ ૧૧૬ કડિમા કર્યો છે. આ કવિ શાકે ૧૫૯૯ ના અરસામા છત્રપતિ શિવાજીના સમયમાં વિદ્યમાન હતા.

ઈંગ્રેજીમા સર એડવીન આર્નોલ્ડે એનું કવિતામા ભાષાંતર કર્યું છે. જે આ પુસ્તકમા આપવામા આવ્યું છે.

(રા ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલ એમ. એ એમની નોંધ ઉપરથી)

જ્ઞાનાચાર્ય નામે જૈન સાધુએ બિલ્હણકાવ્ય અને શશિકલા કાવ્ય બન્ને સંસ્કૃતમાં રચ્યા છે અને તેનો અનુવાદ જૂની ગુજરાતીમા ચોપાઈમા એમણે પોતેજ કર્યો છે. એમાંનો જૂની ગુજરાતીવાળો ભાગ અર્થાત અનુવાદ મે મારા સારૂ શોધી તૈયાર કર્યો હતો

( શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ બી. એ )

એનું હીંદીમા થયેલું ભાષાન્તર પણ મ્હેં વાચ્યુ છે એમા ભાષાંતરકારનું નામ નથી લખ્યું તે ગદ્યમાંજ છે.

શિષ્ટ ગુજરાતીમા આ લખનાર સિવાય બીજા કોઇએ સમશ્લોકી અનુવાદ કર્યાનું જાણુમાં નથી

'भद्यापि नोज्झति हरः किल कालकूटं
कूर्मो बिभर्ति धरणीं खलु पृष्ठभागे ॥
अम्भोनिधिर्वहति दुःसहवाडवाग्नि-
मङ्गीकृतं सुकृतिनः परिपालयन्ति ॥'

પંડિતજીના આ દૃઢ જવાબથી મહારાજા વૈરિસિંહ રોષ લઈ બેઠયા અને શિરચ્છેદની સજા માફ કરી.

(૭)

જમદૂત જેવા દુર્વાર ભીષણકરે પંડિતજીને જ્યારે શશિકલા પાસેથી રાજદૂતોએ લીધા ત્યારે તેના દુ:ખનો પાર ન રહ્યો તેણે અનેક પ્રસંગો સંભારીને પત્થરને પીગળાવે એવું કલ્પાંત કર્યું.

એનો આરાધ્યદેવ બિલ્હણ હતો. એના આગળ બીજું સર્વ-સ્વ પણ–તુચ્છ હતા.

અધર સરિસા દીધાદંત ન્યાહાલી જોયુ એકે ચિંત્ય,
પ્રેમતણું તવ વાધ્યુ પૂર તે વિપ્ર સારિઉ ઉગિ સૂર.

અને પછી—

સૂર્ય ઉગિ તવ ઉઠી એકવાર પોઢો પંડિત શેય સુઝાર,
ગલિ જઈ મિ ઘાત્યો હાથ ચુંબન કરી જગાવ્યા નાથ.
આલસ મોડિ ઊઠયો બંભ શાતે લોચને આવી જૂંભ,
દુઃખ વિસારો કરૂં હું એમ તેહશું મહારે અતિ ઘણો પ્રેમ.

અને એક પછી એક તેણે પૂર્વ પ્રસગ સંભાળવા માંડયા. તેનું હૈયું આજે તેના હાથમાં ન હતું.

સહીઅર શું રમતી એકવાર આવ્યો પંડિત ધવલ સુઝારિ,
પુઠલથી મુઝ સાહાયા હાથ સામા થૈ તેણે ભીડી બાથ.
સહીઅર દેખી લાજી ધરી રહી ઉફરાટી ઘૂંઘટ ધરી,
આણે ખોલિ બેસાડિ સોય તે પંડિત દેખાડો કોય.

અને

પાછા વલીને આવ્યો બંભ તતક્ષણ લીધું મિતવ અંભ;
પણ બલભરિ હું વલગાડિ કંઠ તે પ્રેમતણી કયમ છૂટિ ગાંઠિ*

(૮)

મહારાજા વૈરિસિંહનો આ રીતે રોષ શમ્યા પછી તેમણે પ્રસન્ન ચિત્તે પંડિતરાજ બિલ્હણ સાથે સૌંદર્યસંપન્ન શશિકલાનાં લગ્ન કર્યાં અને ઘણી ધામધુમથી રાજા અને પ્રજાએ તે ઉજવ્યાં.

કહે છે કે સારાયે પાંચાલમાં એવો અવિરલ પ્રસંગ સેંકડો વર્ષો થયાં આવ્યો ન હતો. આવ્યો નથી અને આવશે નહિ.

* ૧૨૩ કડીનું આ શશિકલા વિલાપનું કાવ્ય જુની ગુજરાતીમાં ઉપલબ્ધ છે.

अद्यापि तां कनकचम्पकदामगौरीं ।
फुल्लारविन्दवदनां तनुरोमराजीम् ॥
सुप्तोत्थितां मदनविह्वलसालसाङ्गी ।
विद्यां प्रमादगलितामिव चिन्तयामि ॥ १ ॥

1

I am to die! yet I remember, dying,
My Soul's delight-my sweet unequelled, love,
Like a fresh champak's golden blossom lying,
Her Smile its opening leaves; and bright above,
Over her sleepful brow those lustrous tresses,
Dark-winding down, tangled with love's caresses.

—૨—

અદ્યાપિ તે કનક ચમ્પક જેવી ગોરી,
ખીલ્યા સરોજ સુમુખી તનરોમ દેવી;
ઉંઘી ઉઠી, મદભરી જરી આળસેલી
વિદ્યા પ્રમાદ નિગળેલ શી, ચિન્તુ વ્હાલી !

---

૧. હજીયે હું તે સોનેરી ચમ્પાના ફૂલની માળાના જેવા ગોરા વર્ણવાળી, ખીલેલાં કમળ ફુલના જેવા સુખવાળી, સૂક્ષ્મ રૂવાંટાથી છવાયલી, ઉંઘીને ઉઠયાથી જેનાં અંગોમાં મદ અને આળસભરેલાં છે એવી અને પ્રમાદથી હિત વિદ્યા જેવી દુર્બળ એ કામિનીનું ચિન્તન કરૂં છું.

अद्यापि तां शशिमुखीं नवयौवनाढ्यां ।
पीनस्तनीं पुनरहं यदि गौरकान्तिम् ॥
पश्यामि मन्मथशरासनपीडिताङ्गी ।
गात्राणि सम्प्रति करोमि सुशीतलानि ॥ २ ॥

2

I die, but I remember! How it thrilled me,
The first glad seeing of her glorious face
Clear carven like the moon; and how it filled me
With tremors, drinking in the tender grace
Which, like a fair air, clothed her; and the rise
Of her twinned breast-hills, and the strange surprise.

—૨—

અદ્યાપિ તે શશિમુખી નવ યૌવના ને
પીનસ્તની, ધવલ કાન્તિવતી વળી એ
બાણે થયા મદનને ક્ષત અંગ જેને
ગાત્રો કરૂં શીતલ જો નિરખું હું ત્હેને.

---

૨. હજીયે હું તે ચંદ્રમાના જેવા દેદીપ્યમાન વદનવાળી, નવીન યુવાનીવાળી એટલે કે યુવાનીમાં પ્રવેશ કરતી, કઠિન અને ભરાઉ પયોધરવાળી, ગોરા વર્ણવાળી અને કામદેવના બાણથી જેનું અંગ પીડાયલુ છે એવી એ કામિનીને ફરીથી દેખું તો મ્હારાં અંગો તેને અનિમિષ નયને જોઇને શીતલ કરૂ.

अद्यापि तां यदि पुनः कमलायताक्षीं ।
पश्यामि पीवरपयोधरभारखिन्नाम् ॥
सम्पीड्य बाहुयुगलेन पिबामि वक्त्रं ।
मुन्मत्तवन्मधुकरः कमलं यथेष्टम् ॥ ३ ॥

3

Of loves new rapture ! Dying I recall
Each marvel of her beauty in its blossom
The large deep lotus-eyes whence dew did fall
Of jewelled tears, the swelling maiden bosom—
Heavy to bear—the long Smooth arms the lips
Where, like th' Bee, Desire still clings and slips

અદ્યાપિ તે કમલનેત્ર વતી ફરીજો
પીનસ્તને પીડિત ખિન્ન હું નિરખું તો
ઉન્મત્ત કો અલિ લૂટે જયમ પદ્મિનીને
ભીડી ભુજે, મુખથી અમૃત લૂંટુ તેમે

૩. હજીયે હું તે કમળના ફુલ જેવી આંખવાળી, ભરાઉ પયોધરના ભારથી લચકાતી કામિનીને ફરીથી જોઉં તો ગાંડાતૂર થયેલો ભમરો કમળ ફૂલના પરાગને જે રીતે લૂટે તે રીતે હું તેને આલિંગન દઇને તેના અધરનું અમૃત લૂંટું.

अद्यापि तां निधुवने श्रमनिःसहङ्गी।
माषाण्डुगण्डपतितालककुन्तलालीम् ॥
प्रच्छन्नपापकृतमन्थरमावहन्तीं।
कण्ठावसक्तमृदुबाहुलतां स्मरामि ॥ ४ ॥

4

I die, yet well I mind, after embracing,
When hands relaxed, and gentle strife relented,
And loosened from the gem-strings interlacing
Their right black threads-some wandering locks, which scented,
Strayed o'er her chin and cheek, how she would hide
Delicious flush of love, with arms close-tied.

અદ્યાપિ તે સુરતના શ્રમમાં સહિષ્ણુ
ફીક્કુ કપોલ રૂડી લાંબી લટે છવાયું,
ને સ્નેહપાપ કરી તાપ નિભાવનારી
મુદ્રા તથા ન ભૂલું કણ્ઠ શુ ભુજવલ્લી!

---

૪. હજીયે હું તે રતિના શ્રમમાં સહનશીલ અંગવાળી, સહજ પીળા પડેલા ગાલપર કાળી અને લાંબી વાળની લટોથી છવાયલા મુખવાળી, મ્હારી સાથે ગુપ્ત રીતે કરેલા આનંદ–પણ જગતની નજરે પાપ ને કરીને તેના અંતરને બાળી નાખતો તાપ સહન કરનારી એ સુંદરીની મુખમુદ્રા તથા તેણે મ્હારા કણ્ઠની આસપાસ ભરાવેલા વેલીના જેવા હાથની રમણિયતા હું વિસરી શકતો નથી.

अद्यापि तां सुरतजागरघूर्णमान-।
तिर्यग्वलं तरलतारकदीर्घनेत्राम् ॥
श्रृंगारसारकमलाकरराजहंसीं ।
व्रीडाविनम्रवदनां सुमुखीं स्मरामि ॥ ५ ॥

5

Over her happy eyes, Dear eyes! I see you
Shining like stars out of the shade made so,
Tearful for joy. Bright stars of morning be you
For ever to this heart! Then would she go—
Her sweet head somewhat drooping-to her bath,
With such royal glory as the Queen-Swan hath.

—૫—

અદ્યાપિ કેલિ કરી જાગરણેજ ઘેર્યાં,
રાતાં જરા તરલ તારક દીર્ઘ નેનાં,
શ્રૃંગારસાર કમલાકર રાજહંસી,
લાજે નમેલ મુખવાળી ન જાય ભૂલી !

૫. હજીયે હું તે રતિ કેલી કાજે જાગરણ કરવાથી ઉંઘથી ભરેલી અને સહેજ લાલ થયેલી તેની મ્હોટી આંખો, શ્રૃંગારના સાર રૂપ કમલ વનમાં રાજહંસિનીના જેવું ત્હેનું ચાપલ્ય અને લાજથી સ્હેજ નમેલુ તેનું વદન એ ભૂલી શકતો નથી.

अद्यापि तां यदि पुनः कमलायताक्षीं ।
पश्यामि दीर्घविरहज्वलिताङ्गयष्टिम् ॥
अङ्गैरहं समुपगुह्य ततोऽतिबाढं ।
नोन्मीलयामि नयने न च तां त्यजामि ॥ ६ ॥

6

Ah Dying–dying I rememeer ! Let me
But once again behold her so-behold
Those jet brows, like black cresent-moons, once get me
So close that love might soothe with comforts cold
The fever of her burning breast–that minute
Would have a changeless, endless Heaven in it.

अद्यापि तां यदि पुनः कमलायताक्षीं ।
पश्यामि दीर्घविरहज्वलिताङ्गयष्टिम् ॥
अङ्गैरहं समुपगुह्य ततोऽतिगाढं ।
नोन्मीलयामि नयने न च तां त्यजामि ॥ ६ ॥

6

Ah Dying–dying I rememeer! Let me
But once again behold her so–behold
Those jet brows, like black cresent moons, once get me
So close that love might soothe with comforts cold
The fever of her burning breast–that minute
Would have a changeless, endless Heaven in it

—૬—

અદ્યાપિ તે કમલ નેત્રવતી તણાં જો,
હું જોઉં દીર્ઘ વિરહે કૃશતપ્ત અંગો;
પ્રત્યંગ ભેટી હૃદદાન દઉંજ ગાઢ,
ખોલું ન નેન, નવ છોડું, મુકું ન રાઢ.

---

૬. હજીયે હું એ કમલ જેવાં નયનવાળી કામિનીનાં મ્હારા કારાવાસ દરમિઆનના લાંબા વિયોગને લીધે સુકાઇ ગયેલાં અને ચિંતાજ્વરથી તપી ગયેલાં અંગો જોવા પામું તો તેને અંગેઅંગે ભેટીને એવું ગાઢ આલિંગન દઉં કે નયન પણ ન ઉઘાડું અને છોડુયે નહિ કે કેડાયે ન મુકું.



અદ્યાપિ તે કનક ચમ્પક જેવી ગોરી ખીલ્યા સરોજ સુમુખી તનરોમ દેવી
ઊંઘી ઉઠી મ. ભરી જરી આળસેથી વિદ્યા પ્રમાદ નિગળેલ શી ચિન્તુ વ્હાલી!

V & Sons

શ્લોક ૧

અદ્યાપિ તે કમલ નેત્રવતી તણાં જો,
  હું જોઉં દીર્ઘ વિરહે કૃશતપ્ત અંગો;
પ્રત્યંગ ભેટી હૃદદાન દઉં જ ગાઢ,
  ખોલું ન નેન, નવ છોડું, મુકું ન રાઢ.

---

૬. હજીયે હું એ કમલ જેવાં નયનવાળી કામિનીનાં મ્હારા કારાવાસ દરમિઆનના લાંબા વિયોગને લીધે સુકાઇ ગયેલાં અને ચિંતાજ્વરથી તપી ગયેલાં અંગો જોવા પામું તો તેને અંગેઅંગે ભેટીને એવું ગાઢ આલિંગન દઉં કે નયન પણ ન ઉઘાડું અને છોડુયે નહિ કે કેડાયે ન મુકું.

अद्यापि तां सुरतताण्डवसूत्रधारीं ।
पूर्णेन्दुसुन्दरमुखीं मदविह्वलाङ्गीम् ॥
तन्वीं विशालजघनस्तनभारनम्रां ।
व्यालोलकुण्डलकलापवतीं स्मरामि ॥ ७ ॥

7

Yet now, this but abides, to picture surely
How in the palace–dance formost she paced;
Her glancing feet and light limbs swayed demurely
Moonlike, amid their cloudy robes; moon-faced,
With hips majestic under slender waist,
And hair with gold and blooms banded and laced.

—૭—

અદ્યાપિ તે ચતુર નર્તન કેલિ કેરે
પુર્ણેન્દુ સુન્દર સુખી મદઘેરી દેહે;
તન્વી, નમી જઘનને સ્તનભાર ભારે,
ડોલે કલાપ વળી કુંડલ હું સ્મરૂં તે.

---

૭. હજીયે હું તે કેલિમાં અતિ કુશળ, પુનમના ચંદ્ર જેવા સુંદર મુખવાળી, મદથી ભરેલા દેહવાળી, સ્તન અને જંઘાના અથવા તો નિતંબના ભારથી લચકાતી સુંદર કેશ કલાપવાળી તથા કાને સુંદર કુંડલ પહેરનારી સુકુમારીનું સ્મરણ કરૂં છું.

अद्यापि तां मसृणचन्दनपङ्कमिश्र ।
कस्तूरिकापरिमलोत्थविसर्पिगन्धाम् ॥
अन्योन्यचञ्चुपुटचुम्बनलग्नपक्ष्म ।
युग्माभिरामनयनां शयने स्मरामि ॥ ८ ॥

8

'Tis to mock Death to think how, where she lay,
What tender odours drifted from the sheets—
Sandal and musk—such as when pilgrims pray
Rise for the Gods to savour-subtle sweets
Of her rose flesh; and, gazing in her eyes,
The love sick *chakur* had the same deep dyes.

—૮—

અદ્યાંપિ તે સકળ અંગ શું ચર્ચનારી
કસ્તુરિકા લલિત ચન્દન ને સુગંધી,
અન્યોન્ય ચંચુપૂટ ચુમ્બન સ્વાદ લેતી,
આનંદ દાયી મધુનેણી ન જાય ભૂલી.

---

* ૮. હજીયે હું તે કેસર કસ્તુરી વિગેરેથી તૈયાર કરેલો સુંગધીદાર ચન્દન લેપ અંગે ચર્ચવાથી જેના અંગોઅંગમાં સુવાસ ફેલાઇ રહી છે એવી અને પક્ષીઓ જે રીતે એક બીજાની ચાંચમાં ચાંચ ઘાલી ચુંબન કરે છે તે રીતે અધરામૃતપાન કરવામાં સુનિપૂણ એવી તેમજ મદિરાના જેવાં રતાશ પડતાં નયનવાળી આનન્દ દેનારી પ્રિયતમાને વિસરી શકતો નથી.

अद्यापि तां निधुवने मधुदिग्धमुग्ध ।
लीढाधरां कृशतनुं चपलायताक्षीम् ॥
काश्मीरपङ्कमृगनाभिकृताङ्गरागां ।
कर्पूरपूगपरिपूर्णमुखीं स्मरामि ॥ ९ ॥

9

And Sometimes, I remember when we dipped
Our joys in wine, how her fine flood would flush
Ruddier, to mouth and limb; and how she tripped
With lovelier steps, while saffron-blowers blush
And Kashmir gums, and hill-deer's bag, made sweeting
For breath too sweet, and pearl-teeth-idly eating.

અદ્યાપિ તે રતિસમે અમિ સિંચનારી,
રમ્યૌષ્ટીને વિરહ દુર્બલ ચંચલાક્ષી,
કાશ્મીરપઙ્કે મૃગનાભિ સુઅંગ રાગ,
કર્પૂરયુક્તા સુખ તામ્બુલ; સૌ ભૂલુ ન.

---

૯. હજીયે હું તે અમૃત જેવા મધુર આસ્વાદ વાળા અધરવાળી, વિરહથી દુર્બળ થયેલી, ચંચલ આંખોવાળી, કેસર કસ્તુરિ આદિ અંગે ચર્ચનારી, તેમજ કપૂર આદિ અનેક સુવાસિત ચીજ મિશ્રીત નાગરવેલનું પાન જેના મુખમાં ભર્યું છે એવી વામાને વિસરી શકતો નથી.

अद्यापि तां कनकगौरकृताङ्गरागां ।
प्रस्वेदबिन्दुविततां च मम प्रियायाः ॥
अन्ते स्मरामि रतिखेदविलोलनेत्रं ।
राहूपरागपरिमुक्तमिवेन्दुबिम्बम् ॥ १० ॥

10

Honies and betal. How the spell re-grows
Strong in my soul of that dear face, divine,
Hooded in scarlet silk, which, opening shews
The brow dew-pearled from haste, dark orbs that shine
With tremulous light of love; as when the *Moon*
Escapes from Rahu, round and splendent soon.

અદ્યાપિ હેમ સમી ગૌરીજ અંગ રાગે;
પ્રસ્વેદબિન્દુ પણ મોતી દીસે પ્રિયા તે
મ્હારી, સ્મરૂં હું રતિખેદ વિલોલ નેનાં,
રાહુ છૂટયા શશી શી દિવ્ય પ્રિયાની મુદ્રા !

૧૦. હજીયે હું તે સુવર્ણના જેવા સુંદરવર્ણ વાળી, શરીરે અંગરાગ ભરેલી અને જેનાં પરસેવાનાં બિન્દુઓ–ટીપાંઓ પણ ઝીણાં ઝીણાં મોતીના જેવાં દેખાય છે એવી, કેલિના ખેદથી ઘેરાતાં ચંચળ નયનવાળી, રાહુથી છૂટેલા ચંદ્રમાના બિંબ જેવા વદન વાળી મ્હારી પ્રાણપ્રિયાનું સ્મરણ કરૂં છું.

अद्यापि तन्मनसि सम्प्रति वर्तते मे।
 रात्रौ मयि क्षुतवति क्षितिपालपुत्र्या ॥
जीवेति मङ्गलवचः परिहृत्यकोपात्।
 कर्णे कृतं कनकपत्रमनालपन्त्या ॥ ११ ॥

11

Ah, my pale Moon eclipsed! How may I bear
 To think on that ill hour of severing
When, in the ear of the King's daughter dear,
 ( So clo e my mouth touched its warm gems that swing )
I murmured " jivit mangal " "Fairest! be
Healthful and happy! I will fare to thee! "

—૧૧—

અદ્યાપિ તે મન સમીપ મ્હને રમે છે,
રાત્રે થતાં છીંક જરી ઝબકી વદે છે,
'જીવો ઘણું' વચ સુમઙ્ગલ રાજપુત્રી,
કાને ધરીજ ધતુરો મુક 'ધૂર્ત' કહેતી.

---

૧૧. હજીયે તે જાણે મ્હારી નજર આગળજ ન થતું હોય એમ તર્યા કરે છેઃ—રાત્રે મ્હને છીંક આવતાં ઝબકીને એ જાગી ઉઠી 'ઘણું જીવો' એવાં માંગલિક વચન એ રાજકુમારી વદે છે અને પ્રણય કોપથી કોપાયમાન થતાં એક અક્ષર બોલ્યા સિવાય કાન ઉપર ધંતુરાના પાનના આકારનો અલંકાર મુકી મ્હને 'ત્હમે ધૂર્ત છો' એવું જણાવે છે.

अद्यापि तत्कनककुण्डलघृष्टगण्ड ।
मास्यं स्मरामि विपरीतरताभियोगे ॥
आन्दोलन श्रमजलस्फुटसान्द्राबिन्दु-।
मुक्ताफलप्रकरविच्छुरितं प्रियायाः ॥ १२ ॥

12

But then comes back thy mournful face, be-decked
With ruby pendants on each perfect side,
Whereon, in that last ill-starred hour-deject,
Despondent, fearing Fate,-my fond eyes spied
What might seem rounded diamonds, but I know
Twas tears which from their silken lids did flow.

અદ્યાપિ તે કનક કુણ્ડલ ડોલતાં તે
· શોભિત સુખ સ્મરૂં હું, સુરતાન્તકાળે-
હિંડોલને શ્રમ છૂટયાં પરિસ્વેદ બિન્દુ
શું મોતીએ વદન છાઈ રહ્યું પ્રિયાનું !

---

૧૨. હજીયે હું તે સોનાનાં કુન્ડલ ડોલાયમાન થઈ રહ્યાં છે એવું મ્હારી પ્રિયતમાનું મુખ સ્મરૂ છું. એ મુખારવિંદની શોભા પણ કોઇ વખત કેવી મનોહર થઈ જાય છે! કેલિ પછી આન્દોલનના થાકથી છુટતાં પરસેવાના બિન્દુથી છવાઇ રહેલું તેનું મુખ જાણે મોતીથીજ છવાઇ રહ્યું ન હોય એવું શોભે છે !

अद्यापि तत्प्रणयभङ्गुरदृष्टिपातं।
तस्याः स्मरामि रतिविभ्रमगात्रभङ्गम् ॥
वस्त्राञ्चलस्खलन चारुपयोधरान्तं।
दन्तच्छदं दशनखण्डनमं च ॥ १३ ॥

13

Also comes back that sidelong sheft of sorrow
Shot from Love's breaking bow-that sudden thril
Of limbs-half passion and half pang:-I borrew
Joy from my keen delightful anguish still
Of seeing, where the jewelled *choli* slips,
Those breast-buds, and the love-marks on thy lips.

. અદ્યાપિ તે પ્રણયનાં તિરછાં કટાક્ષ,
ત્હેનાં સ્મરૂં રતિ જનિત હું આંગ ભંગ;
વસ્ત્રો ખસ્યે ઉરજ પીન પીડાર્ત ભાળ્યાં,
દન્તચ્છદો, નખ ક્ષતો શુભ ભૂષણો શાં !

---

૧૩ હજીયે હું ત્હેનાં પ્રણય કોપથી ભરેલાં તિરકસ નયને કરેલાં કટાક્ષ, રતિ જનિત અંગની લચક અને વળણુ, વસ્ત્રો ખસ્યે જણાઇ આવતાં ભરાઉ અને કઠણુ હોવાથી એને તેમજ મ્હને પીડા આપતાં પયોધર, અધરોષ્ટપર પડેલા દાંતના ક્ષત તથા પયોધર અને ગ્રિવાએ પડેલા નખના-ઉઝરડા કે જે સુંદર આભુષણુ જેવા શોભે છે તે બધુંયે હું સ્મર્યા કરૂં છું. પયોધર માટે કહેવાયું છે કે ‘ કઠીન કાં કોમળ અંગમાં આ ? કૃશાંગમાં પીન અતિશ કાં આ ? સુમુખીને દુર્મુખ સંગતિ કાં ? વિચારી આવું સ્તન વ્હાર કહાડયાં ?’ જુઓ ‘નવવલ્લરી’ પૃષ્ટ ૧૫૯.

अद्याप्यशोकनवपल्लवरक्तहस्तां ।
मुक्ताफलप्रचययुम्बितचूचुकाग्रम् ॥
अन्तःस्मितोच्छ्वसितपाण्डुरगण्डभित्तिं ।
तां वल्लभामलसहंसगतिं स्मरामि ॥ १४ ॥

14

Goodly thou went then, moving like a Swan,
With henna-reddened fingers like pink sprays
On the Asoka bush. The beauty wan
Of thy deep bossom took a gleaming grace
From the stringed pearls that hung, within its vale
Down from thy crown, and temples pure and pale.

—૧૪—

અદ્યાપિ લાલ કર કુંપળ શા અશોક,
મુક્તાફળે નથનીને ચુમી ચીબુકાગ્રે,
નિશ્વાસ શ્વાસ ગરમે પડી ફીક્કી મુદ્રા,
તે હું સ્મરૂં અલસ હંસગતિ સુમુગ્ધા.

---

૧૪. હજીયે હું તે અશોકની કુણી કુણી કુંપળો જેવા લાલ રંગના હાથવાળી, જેની નાકની નથનીનાં મોતીઓએ જેની હડપચીના અગ્ર ભાગને ચુમ્યો છે અથવા તો નથનાં મોતી જેની હડપચીના અગ્રભાગે આવી રહેલાં છે એવી, જેના શ્વાસોશ્વાસ ગરમ હોવાને લીધે પીળચટા થયેલા કપોલવાળી તે મદમાતી હંસગમની પ્રિયતમાનું સ્મરણ કરૂં છું.

अद्यापि तां कनकरेणु घनोरुदेशे ।
न्यस्तं स्मरामि नखरक्षतलक्ष्म तस्याः ॥
आकृष्टहेमरुचिराम्बरमुत्थिताया ।
लज्जावशात्करधृतं च ततो व्रजन्त्या ॥१५॥

15

Goodly were those twin smooth sides, clasped so often,
Scented and dyed with sandal; whose excess
Of loveliness the spangled folds did soften
The waving drapery of thy dainty dress
Which thou wouldst girdle by a golden band
And gather modestly with heedful hand.

અદ્યાપિ હેમરજ ચુક્તાજ ઉરૂદેશે
  આવ્યા સ્મરૂં હું નખના ક્ષત લાલ સ્હેજે;
જાતાં ગ્રહ્યું કનક અંબર છાયુ લાજે,
  મુખામ્બુજે, લલિત હસ્તથી છોડવે એ.

---

૧૫. હજીયે હુ તે સુવર્ણ વર્ણવાળી જંઘાઓ ઉપર આવેલાં રતાશ પડતાં નખીઆં–નખથી થયેલા ઉઝરડા, તથા શયનથી ઉઠતી વખતે લાજને માર્યે તેણે વસ્ત્રમાં પોતાનું મુખ છુપાવેલુ તે મ્હેં હાથથી વસ્ત્ર ઝાલી ઉઘાડેલું તે વખતે પોતાનું વસ્ત્ર તેણે તેના સુંદર હાથથી છોડાવી લીધેલું એ બધું સંભાર્યા કરૂં છું.

अद्यापि तां विधृतकज्जललोलनेत्रां ।
पृथ्वीप्रभूतकुसुमाकुलकेशपाशाम् ॥
सिन्दूरसंललितमौक्तिकदन्तकान्ति ।
माबद्धहेमकटकां रहसिस्मरामि ॥ १६ ॥

16

Tnou dost return to thought attired divinely,
Thy dark eyes lustred by the soorma dust,
Thy long black braided tresses fastened finely
With champaks,glad to grow there. Oh, I must,
Even on my death-day, meditate thy lips
Tinctured with vermeil,and the gleam that slips.

અદ્યાપિ કાજળ ધરેલ વિલોલનેણી,
સૃષ્ટિ તણાં સકળ પુષ્પથી ગ્હેકી વેણી;
સિંદુર સંલલિત મોતી શી દંતકાન્તિ,
સોના કડાં સુહવતી, નવ જાય ભુલી.

---

૧૬ હજીયે હું તે મેસ ઘાલવાથી કાળાં થયેલાં ચંચળ નયનોવાળી, પૃથ્વીપર થતાં ઉત્તમમાં ઉત્તમ ફુલથી જેની વેણી ગ્હેકી રહી છે એવી, જેના સેંથામાં સિંદુર પુર્યું છે એવી, જેના દાંતની શોભા મોતીના જેવી સુંદર છે એવી અને જેણે સુવર્ણનાં કડાં હાથે પહેર્યાં છે એવી પ્રાણેશ્વરીને વિસરી શકતો નથી.

अद्यापि तां गलित बन्धनकेशपाशां ।
स्रस्तस्रजं स्मितसुधामधुराधरोष्ठीम् ॥
पीनोन्नतस्तनुगोपरि चारुचुम्बन् ।
मुक्तावलीं रहसि लोलदृशां स्मरामि ॥ १७ ॥

17

At every Smile belwixt them, of that row
Of peerless pearls thy teeth; and bangles slender
On thy round arms, thy breath like airs which blow
From jasmine flowers; the mouth which was so tender;
The eyes langusrous with love; the warm dusk breast
Where, like thy happy pearls, I took my rest.

અદ્યાપિ ઉડતી લટો ઢીલી વેણી થાતાં,
માલા તૂટી, અધર સ્મિત રૂડું છવાતાં;
ભારે ઉંચાં સ્તનયુગે ઝૂકી ઝૂકી ચુમ્બે,
મુક્તાવલી, લલિત લોલદૃશા સ્મરૂં તે.

---

૧૭ હજીયે હુ તે વેણી ઢીલી થવાથી જેની લટો પવનથી ફરીફરી રહી છે એવી જેની મસ્તી કરતાં માલા તુટી ગઇ છે એવી, હાસ્યપૂર્ણ અને અમૃતથી ભરેલા અધરોષ્ઠવાળી, જેના બેઉ ભરાઉ સ્તનોને મોતીની માળા ઝુકી ઝુકીને ચુમી રહી છે એવી, ચંચળ નયનવાળી હૃદય હારિણીનું સ્મરણ કરૂં છું.

अद्यापि तां धवलवेश्मनि रत्नदीप ।
मालामयूखपटलैर्दलितान्धकारे ॥
प्राप्ताद्य मे रहसि सम्मुखदर्शनार्थं ।
लज्जावसाननयनामनुचिन्तयामि ॥ १८ ॥

18

For, in her white pavillion, where the pall
Of purple midnight was by glow dispelled
Of countless flaming cressets–ranged on wall
Like burning rubies–She, when Love impelled,
Would whisper "I am wearied, Sleep is best!"
But the dropped face, and hand-touch, told the rest.

અદ્યાપિ તે ઝળહળી રહ્યું રત્ન દીપે,
મંદિર ત્હેનું થયું શુભ્ર ત્યજ્યે તિમિરે;
આવેલ સન્મુખ વળી મુજ દર્શનાર્થે
લાજે નમ્યાં નયનવાળી સ્મરૂં હજીયે.

---

૧૮ હજીયે હું તે રત્નના દીવાથી ઝગહળી રહેલું અને જેના અંધકારનો નાશ થઇ ગયો છે એવા એ ઉજળા દૂધ જેવા ભવનમાં મ્હારા દર્શન માટે આવેલી લાજથી જેણે પોતાનાં નેણ નીચાં ઢાળ્યાં છે એવી હૃદય દેવીનું મનમાં ચિન્તન કરૂં છું. મેઘદૂતમાં દીવાને સ્થળે યક્ષો રત્નોનોજ ઉપયોગ કરે છે એ રમણીય રીતે વર્ણવેલું છે.

अद्यापि तां विरहवन्हिनिपीडिताङ्गीं।
तन्वीं कुरङ्गनयनां सुरतैकपात्रीम् ॥
नानाविचित्रकृतमण्डनमाहवन्तीं।
त्वां राजहंसगमनां सुदतीं स्मरामि॥ १९॥

*Valabhjee Ramjee*

19

Flower-bodied maid! by passion's flame burned up
Shy in thine utmost giving, with roe's eyes
Wistful and wild! thy beauty was a cup
Brimmnd with delicious draughts; in such sweet wise
Broidered and chased with bliss, that speech is weak
One wonder of thy nectared self to speak.

અદ્યાપિ વિરહથી અંગ બધે બળેલ,
તન્વી, કુરંગનયના, રત દિવ્ય પાત્ર;
નાના પ્રકાર ભૂષણે વળી મંડિતા જે,
તે રાજહંસ ગતિવાળી સ્મરૂં હું હૈયે,

---

૧૯ હજીયે હુ તે વિરહના અગ્નિને લીધે સુકાયેલાં અંગવાળી, નાજુક દેહવાળી, હરિણીના જેવાં નયનવાળી, સૌન્દર્યથી પરિપૂર્ણ અને સર્વ કળામાં નિપુણ, નાના પ્રકારના અલંકાર ધારણ કરનારી અને રાજહંસના જેવી ગતિવાળી નવ યૌવનાનું સ્મરણ કરૂં છું.

अद्यापि तां विहसितां कुचभारनम्रां ।
मुक्ताकलाप धवलीकृतकण्ठदेशाम् ॥
तत्केलिमन्दरगिरौ कुसुमायुधस्य ।
कान्तां स्मरामि रुचिरोज्ज्वलपुष्पकेतुम् ॥२०॥

20

Yet I will die remembering recalling,
The glories of her, Sweet with swelling breast
Where the white strings of precious pearls were falling
What hour she paced into Loves Temple, dressed
As Kama's Priestess, with that flower which binds
The bow-string of the God of all men's minds.

અદ્યાપિ તે સ્મિતમુખી લચી ઉર ભારે,
મોતીની ઝાંઈથી સફેદ સુકણ્ઠ સોહે;
ને કેલિ મન્દરગીરિ સ્મરરાજ કેરી,
કાન્તા સ્મરૂં હું રતિસ્પર્ધિત એ રૂડેરી.

---

૨૦ હજીયે હું તે હસતા ચ્હેરાવાળી, સ્તનોના ભારથી લચકાતી, જેણે પહેરેલી મોતીની માળાઓની ઝાંઇથી બધોયે કણ્ઠ પ્રદેશ ઝળહળી રહ્યો છે એવી, કામદેવના વિહારરૂપ મંદર પર્વતના જેવી અને જેની રતિદેવી પણ સ્પર્ધા કરે છે એવી કાન્તાનું સ્મરણ કરૂં છું.

अद्यापि चाटु शतदुर्ललितोचितार्थं ।
तस्याः स्मरामि सुरतक्लमविह्वलायाः ॥
अव्यक्तनिःस्वनितकीरसुकथ्यमान- ।
सङ्कीर्णवर्णरुचिरं वचनं प्रियायाः ॥ २१ ॥

21

Ah, too, her gentle talk! melodious most
When love's soft tremors sank it to a tone
Of low caressing murmurs, laughters lost
In little wistful sighs, *words* used alone
For my most blessed ears, when secret speech
Melted to babble, understood of each.

અદ્યાપિ ચાટુ સુલલિત શતાર્થ વાક્યે,
બોલી સ્મરૂં હું રત ખેદથી વિહ્વલા તે;
અવ્યક્ત તેમ મધુરાં થડકાયલાં શાં,
સંકીર્ણ વર્ણ રૂચીરાં વચનો પ્રિયાનાં!

---

૨૧ હજીયે હું કેલિ શ્રમથી પીડિત હોઇને તે મ્હારી પ્રિયતમાએ કહેલાં વક્રોક્તિયુક્ત મનને હરી લે એવાં, મધુર અને લથડાતાં, તત્‌ત્‌પપ્‌પપ્‌ થતાં, મળતા વર્ણવાળાં, બહુજ સુંદર, શતાવધિ વચનામૃતો વિસરી શક્તો નથી.

अद्यापि तां सुरतचूर्णिममीलिताक्षीं ।
स्रस्ताङ्गयष्टिगलितांशुपकेशभारान् ॥
शृंगारवारिरुहकाननराजहंसीं ।
जन्मान्तरेऽपि निधनेप्यनुचिन्तयामि ॥२२॥

22

Yes, glad or sad! alike must I recall
Living or dying, the soft openings
Of those tired eyes, whereon the lids would fal
Like velvet curtains loosed from golden strings
And how the black locks o'er her sweet throat ran
The ruffled feathers of my sleeping swan.

અદ્યાપિ ઘેઠી સુરતે અદબીડી આંખે,
વસ્ત્રો સર્યે છૂટતી વેણી વડે સુહાયે;
શ્રૃંગાર પદ્મદલ ખેલતી રાજહંસી,
જન્માતરેય, મરણેય, ન જાય ભૂલી.

---

૨૨ હજીયે તે સુરત સમયે નિદ્રાથી ઘેરાયલાં અને લાજથી અદઉઘડયાં અદબીડાયેલાં નયનવાળી, જેનાં વસ્ત્ર આડાંઅવળાં થઇ ગયાં છે એવી, જેની વેણી છુટી ગઈ છે એવી તેમજ શૃંગાર રૂપ જલમાં હોનારાં કમલોના વનમાં વિહરનારી રાજહંસી જેવી મ્હારી હૃદયેશ્વરીને મરણે કે બીજે જન્મેય હું ભૂલી શકીશ નહિ.

अद्यापि तां प्रणयिनीं मृगशावकाक्षीं ।
पीयूषपूर्णकुचकुम्भयुगं वहन्तीम् ॥
पश्याम्यहं यदि पुनर्दिवसावसाने ।
स्वर्गापवर्गनरराजसुखं त्यजामि ॥ २३ ॥

23

Ah ! in those days when I might so, at rest
Gaze in the eyes like roe's eyes, drink my fill
Of her mouth's honey; from her jasmine breast
In hale its delicate fragrance, what they will
The gods could do ! I asked none of their bliss
Nor any heavenly feasting more than this.

અદ્યાપિ તે પ્રણયિની ચલ ચક્ષુવાળી,
પીયુષપૂર્ણ કુચ કુમ્ભ યુગે સુહાતી;
સંધ્યા સમે ફરી કદી પ્રિય એ નિહાળુ,
તો સ્વર્ગ મૃત્યુ સહુલોક સુખે ત્યજુ હું.

---

૨૩ હજીયે હું તે અમૃતથી ભરપુર સોનાના બે કળશ જેવાં સ્તનોવાળી, પ્રેમમાં ચકચૂર, હૃદય હરણ કરનારી, મૃગનાં બચ્ચાંના જેવાં ચંચલ નયનવાળી, મ્હારી પ્રાણવલ્લભાને સાંજને સમે જોઇ શકું તો સ્વર્ગ મૃત્યુ અને પાતાળ વિગેરે ચૌદે લોકનું સમગ્ર સુખ મ્હને મળતું હોય તો તેનીયે પરવા કર્યા સિવાય ત્યજી દઉં અને એને મળું.

अद्यापि तां क्षितितले वरकामिनीनां।
सर्वाङ्गसुन्दरतया प्रथमैकरेखाम्॥
शृंगारनाटकरसोत्तमरत्नपात्रीं।
तस्याः स्मरामि कुसुमायुधचित्तखिन्नाम्॥२४

24

Ah, to the great heart struck by Kama's bow,
Beloved! who was like thee in the throng
Of those fair damsels dancing with brave show
Within the palace-walls? when thou, with song
And subtly-woven feet, led'st dance and strain?
Rich cup of Dove that drinking could not drain!

અદ્યાપિ તે ક્ષિતિ તલે રહી અગ્ર ભાગે,
સૌન્દર્યથી જગત જીતતી સુંદરીએ;
શૃંગાર નાટક રસોત્તમ પાત્ર રત્ન,
ત્હેને સ્મરૂં કરતી જે સ્મરચિત્ત ખિન્ન.

---

૨૪ હજીયે હું તે ભૂતલમાં સુંદરમાં સુંદર સુંદરીઓના સૌંદર્યની પરીક્ષામાં પ્રથમપદે આવનારી, સૌંદર્યમાં સૌને જીતી જાય એવી, શૃંગાર નાટકમાં જોઈતાં રસ રૂપાદિ જે ઉત્તમ રત્ન તેની ખાણુ જેવી તેમજ મદનરાજ મહારાજના મનને મોહિત કરી, એ એને દુઃખ્રાપ્ય હોવાથી ખિન્ન કરનારી મ્હારી સર્વાંગ સુંદર સુંદરીનું સ્મરણુ કરૂં છું.

अद्यापि तां किमिव वस्त्रमिवाङ्गलग्नां ।
प्रौढप्रतापमदनानलतप्तदेहाम् ॥
बालामनाथशरणामनुकम्पनीयां ।
प्राणाधिकां क्षणमहं नहि विस्मरामि ॥ २५ ॥

25

Nay, not for Death forego I this delight
Of musing on thee, who art life to me,
At that time when thou wentest, bold and bright
As if thy gauzy garments were for thee
Too gross, as if to cool thy beauties soon
Thou hadst a mind—as with her Clouds the Moon

અદ્યાપિ શોભિત અડચે પટફૂલ અંગે,
પૌઢપ્રતાપી મદનાનલ તસ દેહે;
બાલા, અનાથવળી છે અનુકમ્પ પાત્ર,
પ્રાણાધિકા ન વિસરાય ક્ષણેક માત્ર.

---

૨૫ હજીયે હું તે સુવાનીની નિશાનીના પ્રતાપરૂપ અગ્નિ જેવા કામ અગ્નિથી તપેલા અંગવાળી, પરસેવાથી વસ્ત્ર અંગે ચોટી જવાથી જેના દેહની સુંદરતા વધી ગઈ છે એવી, યૌવનમાં પ્રવેશ કરતી, અનાથ, દયા કરવા લાયક (કારણ કે મ્હારી પાછળ એને એવીજ અવસ્થા પ્રાપ્ત થશે) અને મ્હારા પ્રાણથીયે અધિક પ્રિયાને ક્ષણપણ વિસરી શકતો નથી.

अद्यापि तां प्रथमनोहरसुन्दरीणां ।
स्नेहैकपात्रघटितां रचनाशतांभिम् ॥
हंहो जनामसवियोगहुताशनं मां ।
सोढुं न शक्यत इति प्रतिचिन्तयामि ॥ २६ ॥

26

To bare thy silver virgin splendours, Queen
Of all dear women and desirable !
Framed to hold love as water in a well !
*Fairer than all the fairest ever seen !*
Great Brahma ! Death is drear, but to be parted
From her makes death for me, So heavy-hearted
•

અદ્યાપિ તે પરમ સુંદર સુંદરીની,
શય્યા વિષે ભ્રમરરાજી રહેલ ગુંજી;
જે સ્નેહ સર્વ સુજના તણું એક પાત્ર,
એના બળું વિરહથી સ્મરૂં એજ માત્ર.

---

૨૬ હજીયે હુ તે બહુજ સૌંદર્યવતી સુંદરી કે જેની કુલો વિનાની સાદી શય્યામાંયે તેના પસિનાના અજબ મઘમઘાટથી ભમરાઓનાં ટોળેટોળાં ગુંજારવ કરી રહ્યાં છે અને જે મ્હારા અનન્ય સ્નેહનું અદ્વિતીય પાત્ર છે તેને જો કે હું તેનાજ વિરહથી બળું બળું થઇ રહ્યો છું તોપણ ન વિસરી શકવાથી તેનું ચિંતન કર્યા કરૂં છું.

अद्यापि तां विस्मयकरं त्रिदशान्विहाय ।
बुद्धिर्बलाच्चलति मे किमहं करोमि ॥
जानन्नपि प्रतिमुहूर्तमिहान्तकाले ।
रस्मत्कचञ्चलतरेति ममेति धीरा ॥ २७ ॥

27

And even now when any dawn may bring
Such as shall slay me to the prison-gate
Upon those days divine still pondering
I do forget the Gods, the King, my fate.
Oh thou Delight ! that wast the world to me
World, Heaven, and all, I find only in thee !

અદ્યાપિ વિસ્મય વધુ પ્રભુને ત્યજીને,
બુદ્ધિ થતી બલ કરી ચલ શું કરૂંરે !
જાણી હૃદે, પ્રતિક્ષણે વળી અંતકાળે,
છોડી પ્રભુ ઉર અસાધ્ય પ્રતિ ધસે છે.

---

૨૭ હજીયે અતિશય નવાઈ જેવી તો એ વાત છે કે પ્રભુને ત્યજીને મ્હારી બુદ્ધિ ચંચલ થઈને આ સુંદરીની પ્રાપ્તિ રૂપી અસાધ્ય (કારણ કે હવે એ મળી શકવાનો સંભવ નથી) કામમાં લાગી છે ! અને એ જાણવા છતાંયે શું સાર્થક થાય એમ છે ? સહજ સ્વભાવથીજ મ્હારી બુદ્ધિ પ્રભુથી દૂરને દૂર ભાગીને અંતકાળ પાસે આવે છે છતાંયે એ દુર્લભ દયિતાની પાછળ દોડયા કરે છે !

अद्यापि तां गमनमुत्तरितं त्वदीयं ।
श्रुत्वैव भीरुहरिणीमिव चञ्चलाक्षीम् ॥
वाचं स्खलद्विगलदश्रुजलाकुलाक्षीं ।
संचिन्तयामि गुरुशोकविनम्रवक्राम् ॥२८॥

Valabhjee Ramjee

28

In thee–in thee–who com'st, so fond and eager
With startled roe-deer's eyes, abrim with tears
Hearing the tidings of our love's beleaguer
Nothing less lovly in thy tender fears
Than when all days went well, and love did seem
A bliss unchanging, an unbroken dream.

અદ્યાપિયે સુણી જવાનીજ વાત્ત કર્યું,
 જે ચંચલાક્ષી બ્હીતી ભીરૂ હરિણી પેઠે;
જેનાં સ્ખલે વચન, નેનજ અશ્રુ સારે.
 શોકે વિનમ્ર મુખ થાય હૃદે સ્મરૂં તે.

---

૨૮ હજીયે હું તે મ્હારી જવાની વાત કાને સાંભળતાંજ ભીરૂ હરિણીની પેઠે બ્હીતી, સ્ખલિત થતાં લથડાતાં વચનવાળી, આંસુ સારતી અને શોકે ઢળી પડેલા મુખ ચન્દ્રવાળી ચન્દ્રાનનાનું હૃદયમાં સ્મરણ કર્યા કરૂં છું.

अद्यापि तां सुनिपुणां यतता मयापि ।
दृष्टं न यत्सदृशतो वचनं कदाचित् ॥
सौन्दर्यनिर्जितरतिद्विजराजकान्ति ।
कान्तामिहातिविमलत्यमहागुणेन ॥ २९ ॥

29

Thou wert my Worship, thou my Shrine, my home
My faith, dear lady of the magic mouth!
Never elsewhere, wherever my foot had come
Viewed I so noble Presence-north or south
As thine, which was all mine; and never shall
See moon-like beauty so majestical

અદ્યાપિ ચે વચનમાં સુનિપૂણ એવી,
હું ભૂલતો નથી બીજી કદી મ્હેં નિહાળી;
સૌન્દર્યથી જીતી રતિ ત્યમ ચન્દ્ર કાન્તિ,
કાન્તા ન એ ભૂલુ હું વિમલ ગુણવંતી.

---

૨૯ હજીયે મ્હેં એના જેવી બોલવામાં બહુજ ચતુર અને બુદ્ધિશાળી બીજી કોઈનેયે જોઇ નથી ! એના સૌંદર્યનાં તે શાં વર્ણન કરૂં ! મદનરાજ મહારાજથી માનીતી રતિરાણી તથા સૃષ્ટિમાં સુંદર ગણાઇ ચુકેલી ચન્દ્ર દેવની કાન્તિનેયે એણે સૌન્દર્યમાં જીતી લીધેલ છે. એ મહાગુણવાન મન હરણીને હું ભૂલી શકતો નથી.

अद्यापि तां क्षणवियोगविषोपमेषां ।
सङ्गे पुनर्बहुतरामसृताभिषेकाम् ।
तां जीवधारणकरीं मदनातपत्री ।
मुद्वर्तकेशनिवहां सुदतीं स्मरामि ॥ ३० ॥

30

Tears! Sparkling jewels of sweet grief! I keep
Their memory as a merchant hoards his wealth
We twain, who could not eat, nor drink, nor sleep
Apart whose hearts were tied-albeit by stealth
By th', heart-strings, how could such be torn away!
Brahm, Shiv, Vishnu, what to me were they!

અદ્યાપિ તે ક્ષણુ વિયોગ વિષે વિપારી,
સંગે ફરી મધુર અમૃત સિઞ્ચનારી;
મ્હારા બીજા જીવન શી, સ્મર તાપ છત્રી,
ભારે કલાપ વતી, સુદતી જાય ભૂલી ?

---

૩૦ હજીયે હું તે જરા જેટલા વિયોગમાં ઝેર જેવ કારણકે એનો વિયોગજ મ્હને દેહવિલય કરાવવા જેટલો ઝેરી છે, અને મિલન સમયે મધુર અમૃતનું સિંચન કરનારી, 'મ્હારા બીજા જીવન સરખી' ત્રિભુવન વિજયી કામદેવના પ્રખર તાપથી બચવાને છત્રિની ગરજ સારનારી લાંબા અને ભારે કેશવાળી બહુજ મનહર દંતપંક્તિવાળી પ્રિયતમાને કેમ ભૂલી શકું ? એ ભૂલી ભૂલાતીજ નથી.

अथापि तां स्वभवनान्मयि नीयमाने।
दुर्वारभीषणकरैर्यमदूतकल्पैः॥
किं किं तया बहुविधं न कृतं मदर्थे।
चक्षुर्न वार्यते इति व्यथते मनो मे॥३१॥

31

Moreover, every pitying thing she said,
And all her fond compassion—when those men
Fiercer than Yama's slaves, King of the Dead,
Haled me beyond the palace—neither then
Could any thanking fitly pay; though how
They bring me this full heart and bursting brow

અદ્યાપિ તે ભવનથી મુજને લીધો તે,
એ રાજદૂત યમદૂત પ્રચંડ હસ્તે;
શું શું કર્યાં ન મુજ કાજ ઉપાય એણે,
વાર્યો નહિ નયન ઉર થતી વ્યથા એ !

---

૩૧ હજીયે તે મહાલયમાંથી જ્યારે યમદૂત જેવા રાજદૂતોએ તેમના ન નિવારી શકાય એવા જ. હાથોથી મ્હને બંદીવાન કરી લીધો ત્યારે અરેરે ! મ્હા માટે તેણે શું શું ઉપાય ન કર્યા ! એનાથી બનતું બધુંયે એ કરી ચૂકી : છેલ્લે સુધી મ્હારા તરફથી તેણે નજરેય ન હઠાવી ! એ બધાનું સ્મરણ કરતાં હૃદયમાં મહાવ્યથ થાય છે !

अद्यापि मे निशिदिवा हृदयं दुनोति ।
पूर्णेन्दुसुन्दरमुखं मम वल्लभायाः ॥
लावण्यनिर्जितसुधाशयचन्द्रकान्ति ।
भूयः पुनः प्रतिमुहूर्त्त विलोक्यते यत् ॥ ३२ ॥

32

For, day and night, her grace makes grief transcended
Since never once again can I behold
The countenance so kind, shining more splendid
Than moon at full, the charms which did enfold
All whatsoever *Kama*, Lord of Love
Hath in his armoury of spells above.

—૩૨—

અદ્યાપિ રાત્રિ દિવસે હૃદયે હું આણું,
પૂર્ણેન્દુ શું મુખ રૂડું મમ વલ્લભાનું;
લાવણ્ય અમૃત વિષે જીતી ચન્દ્રકાન્તિ,
જોઉં ફરી ક્ષણ ક્ષણે નવ થાય શાન્તિ.

---

૩૨ હજીયે તે મ્હારી પ્રિયતમા કે જેણે સૌંદર્ય અને અમૃતવર્ષણમાં ચન્દ્રમાની કાન્તિને પણ હરાવી દીધી છે તેનું સંપૂર્ણ કળા સહીત દીપી રહેલા પૂર્ણિમાના ચંદ્ર જેવું રમણિય મુખ કમળ વારેવારે ફરીફરીને મ્હારા હૃદય મંદિરમાં વાસો કરીને રહેલું હોવાથી જોયા કરૂં છું અને પૂર્ણિમાના ચન્દ્ર સાથે સરખાવ્યા કરૂં છું છતાં મ્હને જરાય શાન્તિ થતી નથી.

अद्यापि मे निशिदिवा हृदयं दुनोति ।
पूर्णेन्दुसुन्दरमुखं मम वल्लभायाः ॥
लावण्यनिर्जितसुधाशयचन्द्रकान्ति ।
भूयः पुनः प्रतिमुहूर्त विलोक्यते यत् ॥ ३२ ॥

32

For, day and night, her grace makes grie
transcende

Since never once again can I behold
The countenance so kind, shining more splendi
Than moon at full, the charms which did enfold
All whatsoever Kama, Lord of Love
Hath in his armoury of spells above.

અદ્યાપિ રાત્રિ દિવસે હૃદયે હું આણું,
પૂર્ણેન્દુ શું મુખ રૂડું મમ વલ્લભાનું;
લાવણ્ય અમૃત વિષે જીતી ચન્દ્રકાન્તિ,
જોઉં ફરી ક્ષણ ક્ષણે નવ થાય શાન્તિ.

---

૩૨ હજીયે તે મ્હારી પ્રિયતમા કે જેણે સૌંદર્ય અને અમૃતવર્ષણમાં ચન્દ્રમાની કાન્તિને પણ હરાવી દીધી છે તેનું સંપૂર્ણ કળા સહીત દીપી રહેલા પૂર્ણિમાના ચંદ્ર જેવું રમણિય મુખ કમળ વારેવારે ફરીફરીને મ્હારા હૃદય મંદિરમાં વાસો કરીને રહેલું હોવાથી જોયા કરૂં છું અને પૂર્ણિમાના ચન્દ્ર સાથે સરખાવ્યા કરૂં છું છતાં મ્હને રજેય શાન્તિ થતી નથી.

अद्यापि तामवहितां मनसो बलेन ।
सञ्चिन्तयामि युवतीं मम जीविताशाम् ॥
नान्योपभुक्तनवयौवनभारहारां ।
जन्मान्तरेऽपि मम सैव गतिस्तथा स्यात् ॥३३॥

33

And this it is Death's advent shall not alter
My steadfast musing on the good days lost.
My self I will forget, but will not falter
Thinking on her whose lovely love hath cost
My life, yet is its hope, and stay, and pleasure,
And, being gone rests still mine only treasure.

અદ્યાપિયે હૃદય ચિન્તું હું પ્રાણ પ્યારી,
આશા જીવિત તણી યુવતિ પદ્મલાક્ષી;
ને જે અભૂક્ત નવયૌવન ભાર વાળી,
તે સ્નેહમાં ગતિ ભવેભવ થાવ મ્હારી !

---

૩૩ હજીયે હું એ અણસુંધ્યા ફૂલ જેવી કોઈથીયે ન ભોગવાયેલી, નવીન યૌવનના ભારથી લચી રહેલી, મ્હારૂં જીવન એક એના ઉપરજ અવલંબેલુ હોવાથી તેની એક અને અનન્ય આશારૂપ, કમળના જેવાં રમણીય નયનવાળી, મ્હારી પ્રિયતમા, હું ત્હેનાથી દૂર હોવાથી એક માત્ર ચિન્તન–ધ્યાન દ્વારાજ પ્રાપ્ત થાય એમ હોવાથી હૃદયમાંજ એનું ચિન્તન કરૂં છું અને અંતકાળ સમીપ આવ્યો છે તો પ્રાર્થું છું કે 'હે પ્રભુ ! એના સ્નેહમાંજ મ્હારી ભવોભવ ગતિ થજો ! જન્મો જન્મ મ્હને એજ પ્રિયતમા પ્રાપ્ત થજો.'

अद्यापि तामवहितां मनसो बलेन ।
सञ्चिन्तयामि युवतीं मम जीविताशाम् ॥
नान्योपभुक्तनवयौवनभारहारां ।
जन्मान्तरेऽपि मम सैव गतिस्तथा स्यात् ॥३३॥

33

*And this it is Death's advent shall not alter*
My steadfast musing on the good days lost:
My self I will forget, but will not falter
Thinking on her whose lovely love hath cost
My life, yet is its hope, and stay, and pleasure,
And, bring gone tests still mine only treasure.

અદ્યાપિયે હૃદય ચિન્તું હું પ્રાણુ પ્યારી,
આશા જીવિત તણી યુવતિ પદ્મલાક્ષી;
ને જે અભૂક્ત નવયૌવન ભાર વાળી,
તે સ્નેહમાં ગતિ ભવેભવ થાવ મ્હારી !

---

૩૩ હજીયે હું એ અણસુંધ્યા ફૂલ જેવી કોઈથીયે ન ભોગવાયેલી, નવીન યૌવનના ભારથી લચી રહેલી, મ્હારૂં જીવન એક એના ઉપરજ અવલંબેલુ હોવાથી તેની એક અને અનન્ય આશારૂપ, કમળના જેવાં રમાણુય નયનવાળી, મ્હારી પ્રિયતમા, હું ત્હેનાથી દૂર હોવાથી એક માત્ર ચિન્તન–ધ્યાન દ્વારાજ પ્રાપ્ત થાય એમ હોવાથી હૃદયમાંજ એનું ચિન્તન કરૂં છું અને અંતકાળ સમીપ આવ્યો છે તો માગું છું કે. 'હે પ્રભુ ! એના સ્નેહમાંજ મ્હારી ભવોભવ ગતિ થજો ! જન્મો જન્મ મ્હને એજ પ્રિયતમા પ્રાપ્ત થજો.'

अद्यापि तामवहितां मनसो बलेन ।
सञ्चिन्तयामि युवतीं मम जीविताशाम् ॥
नान्योपभुक्तनवयौवनभारहारां ।
जन्मान्तरेऽपि मम सैव गतिस्तथा स्यात् ॥३३॥

33

And thus it is Death's advent shall not alter
My steadfast musing on the good days lost:
My self I will forget, but will not falter
Thinking on her whose lovely love hath cost
My life, yet is its hope, and stay, and pleasure,
And, bring gone tests still mine only treasure.

અદ્યાપિયે હૃદય ચિન્તું હું પ્રાણ પ્યારી,
આશા જીવિત તણી યુવતિ પદ્મલાક્ષી;
ને જે અભૂક્ત નવયૌવન ભાર વાળી,
તે સ્નેહમાં ગતિ ભવેભવ થાવ મ્હારી!

---

૩૩ હજીયે હું એ અણસુંઘ્યા ફૂલ જેવી કોઈથીયે ન ભોગવાયેલી, નવીન યૌવનના ભારથી લચી રહેલી, મ્હારૂં જીવન એક એના ઉપરજ અવલંબેલુ હોવાથી તેની એક અને અનન્ય આશારૂપ, કમળના જેવાં રમાણ્ય નયનવાળી, મ્હારી પ્રિયતમા, હું ત્હેનાથી દૂર હોવાથી એક માત્ર ચિન્તન-ધ્યાન દ્વારાજ પ્રાપ્ત થાય એમ હોવાથી હૃદયમાંજ એનું ચિન્તન કરૂં છું અને અંતકાળ સમીપ આવ્યો છે તો પ્રાર્થું છું કે 'હે પ્રભુ! એના સ્નેહમાંજ મ્હારી ભવોભવ ગતિ થજો! જન્મો જન્મ મ્હને એજ પ્રિયતમા પ્રાપ્ત થજો.'

अद्यापि तद्वदनपङ्कजगन्धलुब्ध ।
भ्राम्यद्द्विरेफचयचुम्बितगुण्डदेशाम् ॥
केशाव धूतकरपल्लवकङ्कणानां ।
क्वाणो विमूर्छति मनः सुतरां मदीयम् ॥३४॥

34

They cannot force me cease to see, Sweet Lady !
Though my tears blind me, that delicious force
Which wild bees, wandering in jungles shady
Might deem '*Kadamba*' take for honey-place;
They cannot make me cease to hear the jangle,
Though this be torment, of thy jewelled bangle.

અદ્યાપિ તે વદન પંકજ ગંધ લુબ્ધે,
ઉડયાં દ્વિરેફ ફૂલ ચુમ્બિત ગંડ દેશે;
હસ્તે કરે લટ ઉડી ઠીક તે થયેલા
મૂર્છા દીએ હૃદયને ધ્વનિ કંકણોના.

---

૩૪ હજીયે તેનું વદનકમળ જે કમળના જેવું રમણિય હોવા ઉપરાંત તેથી વધુ સુગંધ ને પરાગયુક્ત હોવાથી તેની વાસના લોભી ભમરાઓનાં ટોળે ટોળાંને ઉડાડતાં અને તેના અતિ સુંદર કપોલ પ્રદેશપર અનિલ લહરે ફરફરતી વાળની લટ ઠીક કરતાં થયેલા કંકણોના સુમધુર ધ્વની હૃદયને આનંદથી મૂર્છિત કરે છે.

अद्यापि तां नखपदं स्तनमण्डले न ।
दत्तं मयाऽस्य मधुपानविमोहितेन ॥
उद्भिन्नरोमपुलकैर्बहुभिः समन्ता- ।
ज्जागर्ति रक्षति विलोकयतिस्मरामि ॥३५॥

35

Oh me ! I was the Bee who sucked his fill
From fragrant chalice of that gold-leaved flower,
Breast-deep. Know I not well how it did thrill
Beneath mine eager clasping, in that hour
When love waxed well nigh cruel in quick kisses
And passion welcomed hurts that mixed with blisses.

અદ્યાપિ મ્હેં મધુમદે બહુ પામી મોહ,
 દીધા નખક્ષત રૂડા સ્તનમણ્ડળેજ;
જાગી સફાળી, પુલકિતજ રોમ થાતાં,
 ને રક્ષતી નીરખતી સ્મરૂં તેજ હાવાં.

---

૩૫ હજીયે હું, મ્હેં મધુપાનના મોહમાંને મોહમાં એના વિશાળ સ્તનમણ્ડળે નખ ક્ષત કરવા માંડયા ત્યારે તે રોમાવલિ પાંગરતાંજ સફાળી જાગી, નિદ્રા ત્યાગીને જોતી તથા કુશળ યોદ્ધાની પેઠે પોતાની જાતને રક્ષતી એવી મ્હારી પ્રાણેશ્વરીને સ્મર્યા કરૂં છું.

अद्यापिरोपितमुखीं कृतगन्तुकामां ।
नोक्तं वचः प्रतिददाति यदैव वक्त्रम् ॥
चुम्बामि रोदिति भृशं पतिताऽस्मि पादे ।
दासस्तव प्रियतमे भजतां स्मरिष्ये ॥ ३६ ॥

36

Yea! and we tasted midst that nectared drink
Touch of division which doth make Love meek:
Of our dark hour of discontent I think
When nought to my hot wooing She would speak;
But with avested visage turned to fly
While, at her knees, I clapsed then, and did cry.

અદ્યાપિ રોષ ભરી એ મથતી જવાને,
બોલે મુગી ન, મુખ નીચુ કરી રૂવે એ;
ત્હેને હું ચુમ્બી, લૂછી આંસુ કહુ: 'ન રો તું
'ત્હારો હું દાસ ભજને પળ આ સ્મરીશું'

---

૩૬ હજીયે હું તે રોષભર્યા વદનવાળી મ્હારી પાસેથી રીસની મારી જવાને મથતી બોલ્યા કર્યા સિવાય માથુ ઢાળી દઈને રોયા કરતી મ્હારી મનોરમાને ચુમ્બીને તેનાં આંસુ લૂછી નાખી પગે પડીને મ્હેં કહેલું કે: 'તું રો માં ! હું ત્હારોજ દાસ છું તો તું મ્હને ભજ. જો યાદ રાખ હોં ! આ વખત ભવિષ્યમાં આપણે સંભાર્યા કરીશું ને આકુ અવળુ પરિણામ આવશે તો રોયા કરીશું.' એ વિગેરે વિતેલા મનોરમ્ય પ્રસંગોનું જેમ ભક્ત પ્રભુની લીલાનું સ્મરણ કરે તેમ સ્મરણ અને ચિંતન કર્યા કરૂં છું.

अद्यापिरोषितमुखीं कृतगन्तुकामां ।
नोक्तं वचः प्रतिददाति यदैव वक्त्रम् ॥
चुम्बामि रोदिति भृशं पतिताऽस्मि पादे ।
दासस्तव प्रियतमे भजतां स्मरिष्ये ॥ ३६ ॥

36

Yea! and we tasted midst that nectared drink
Touch of division which doth make Love meek:
Of our dark hour of discontent I think
When nought to my hot wooing She would speak:
But with avested visage turned to fly
While, at her knees, I clapsed then, and did cry.

અદ્યાપિ રોષ ભરી એ મથતી જવાને,
બોલે સુગીન, મુખ નીચુ કરી રૂવે એ;
ત્હેને હું ચુમ્બી, લૂછી આંસુ કહું: 'ન રો તું
'ત્હારો હું દાસ ભજને પણ આ સ્મરીશું'

૩૬ હજીયે હું તે રોષભર્યા વદનવાળી મ્હારી પાસેથી રીસની મારી જવાને મથતી બોલ્યા કર્યા સિવાય માથુ ઢાળી દઈને રોયા કરતી મ્હારી મનોરમાને ચુમ્બીને તેનાં આંસુ લૂછી નાખી પગે પડીને મ્હેં કહેલું કે: 'તું રો માં ! હું ત્હારોજ દાસ છું તો તું મ્હને ભજ. જો યાદ રાખ હોં ! આ વખત ભવિષ્યમાં આપણે સંભાર્યા કરીશું ને આવુ અવળુ પરિણામ આવશે તો રોયા કરીશું.' એ વિગેરે વિતેલા મનોરમ્ય પ્રસંગોનું જેમ ભક્ત પ્રભુની લીલાનું સ્મરણ કરે તેમ સ્મરણ અને ચિંતન કર્યા કરૂં છું.

अद्यापि धावति मनः किमहं करोमि ।
  सार्धं सखीभिरिति वासगृहे सुकान्ते ॥
कान्ताङ्गसङ्गपरिहास्यविचित्रनृत्य-
  क्रीडाभिराम इति याया मदीयकालः ॥३७॥

Valabhjee Ramjee

37

'Pardon me! Love me! all my life is thine!
  I am thy slave!' Ah! The loss to-day!
All all is gone! those moments so divine,
  The gilded borders, the games, are passed away,
The dances of the Nautch girls, and the beat
Of dancing-drums with all which was so sweet.

અદ્યાપિ મ્હારૂં મન દોડતું હું કરૂં શું?
ઇચ્છું હૃદે જઇ હું વાસગૃહે વિરામુ,
કે પ્રિયસંગ, પરિહાસ વિલોલ નૃત્ય
તેમાં થઇજ રત ગાળું હું કાળ સર્વ.

---

૩૭ હજીયે, અરેરે! મ્હારૂં ચંચલ મન દોડાદોડ કરી રહ્યું છે! હું શું કરૂં ને શું ન કરૂં! એમજ ઇચ્છા થાય છે કે ત્હેના શયનમંદિરમાં જઈનેજ સહર્ષ વિશ્રામ કરૂં કે જેથી તેના અંગસંગ, પરિહાસ, અનેકવિધનાં નાના પ્રકારનાં નૃત્ય તથા ક્રીડાકૌશલના નિરીક્ષણ ને આમોદ પ્રમોદમાંજ મ્હારો સમય વ્યતીત થઇ જાય.

अद्यापि तां न खलु वेद्मि किमीशपत्नी ।
शापाङ्गतासुरपतेरथ कृष्णलक्ष्मीः ॥
धात्रैव किन्तु जगतः परिमोहनाय ।
सा निर्मिता युवतिरत्नदिदृक्षया च ॥३८॥

38

Too sweat to last! Was it enchantment then?
Shiva's own Consort? Indra's Urvashi!
Or Krishna's Lakshmi! deigned to dwell with men
A little space and for a space to be
Of all Three worlds the Pearl, and Star, and Story,
That He Who made her might put forth His glory.

અદ્યાપિ છે હૃદય શંકિત શું ઉમા એ,
લક્ષ્મી, શચી અવતરી શું સુરેશ શાપે?
કિંવા બધા જગતના પરિમોહનાર્થે
નારી રૂપે ઘડી હશે વિધિએ ઉષાને?

---

૩૮ હજીયે મ્હારા દિલમાં એજ મ્હોટી શંકા રહી ગઈ છે કે એ તે કોણ હશે? ભોળા શંભુને ભમાવનાર ભવ્ય સૌંદર્યવતી પાર્વતી હશે કે દેવ માત્રનાં દિલ ડોલાવનાર સાગરસુતા મોહિની હશે? કે પછી ઇંદ્ર મહારાજના ભીષણ શાપથી અવતરેલી શચિદેવી હશે? અથવા સમસ્ત વિશ્વને મોહ પમાડવા માટે પ્રજાપતિએ સ્ત્રી રૂપે વેદોએ વર્ણેલી દિવ્ય ઉષાને અવતારી હશે? મ્હારી એ શંકાનો નિવેડો કોણ જાણે કયારે આવશે?

अद्यापि तां जगति वर्णयितुं न कश्चि ।
च्छक्नोत्यदृष्ट सदृशीं प्रतिविग्रहां मे ॥
दृष्टं तयोः सदृशयोः खलु येन रूपं ।
शक्रो भवेद्यदि स एव परो न चान्यः ॥३९॥

39

For, surely, never mortal on this Earth
Beheld such excellance, or pictured it
As of that beauty dusk which was from birth
Mine, and untouched by any else. The wit
Of words falls short to tell her smallest wonder;
He knows who made the sky, and sun, and thunder.

અદ્યાપિ કોથી જગતે નવ વર્ણવાય,
કાંકે સમાન રૂપ ગુણ નહિ ભળાય,
બન્નેતણાં અવરમાં, નવ વર્ણવે તે
જો વર્ણવે કદીક, શક્રજ સંભવે તે.

૩૯ હજીયે તે મ્હારા ઉત્તમ પ્રતિબિમ્બરૂપ મ્હારી પ્રિયતમાનું વર્ણન કોઇથી થઇ શકે એમ નથી કેમકે તેના જેવું રૂપ ગુણવાળું કોઇ દુનીયાભરમાં શોધ્યુયે જડે એમ નથી. આમ હોવા છતાંય જો કદાચ કોઇ વર્ણવે એવુ હોય તો તે એક માત્ર ઇન્દ્રજ, ત્હેના સિવાય બીજું કોઈ નહિજ.

अद्यापि तां नयनकज्जलमुज्ज्वलास्यं ।
विभ्रान्तकर्णयुगलं परिहासहेतोः ॥
अत्युच्चवृत्तपृथुपीनपयोधराभ्यां ।
स्त्रीणां वपुर्यदि विनश्यति कोऽत्र दोषः ॥४०॥

40

Since, sometimes in her humour, she would flash
Like the swift lightning, and her angry tears
Would wash the *soorma* off from lid and lash
As 'twere June-rain; while in her rose-leaf ears
The rubies swung, and the great rounded breast
Broke the gold lace-strings of her broidered vest.

અદ્યાપિ ના વિસરૂં કાન સુધી ગયેલ,
સાર્યેથી કાજળ સુહન્ત સુનેત્ર બેય,
ઉંચા પયોધરતણા ભારથી અતિશે
હોતાં કટિ કૃશ વિનાશ વિશેષ કૈં શે ?

---

૪૦ હજીયે હું ત્હેનાં કાન સુધી ગયેલાં–ત્હેને વિંધનારાં (નેત્ર અણિઅશે શ્રવણ વિંધ્યાં સોય થઇ નિમી-ડીઆં–પ્રેમાનંદ) ઉત્તમ પ્રતિનું કાજળ જેમાં સાર્યું છે એવાં બે દીર્ઘ નયન વિસરી શકતો નથી. ખરે! અતિ ઉંચાં તેનાં પયોધરોના ભારથી તેની પાતળી શી કેડ વળી જાય અને તેનો વિનાશ થઈ જાય તો તેમાં કાંઇ નવાઇ નથી.

अद्यापि निर्मलशरच्छशिगौरकान्तं ।
चेतो मुनेरपि हरेत् किमु मादृशानाम् ॥
वक्त्रं सुधामयमहं यदि तत्प्रपद्ये ।
चुम्बन्पिबाम्यविरतं च्यवते न येन ॥४१॥

41

Yet, let me most recall her red lips smiling
Tinged with the soft flower like two autumn moons,
Her teeth to dazzle saints; her glance beguiling
Which beckoned meaningly to Love's hid boons.
Oh lips! oh mouth! if once more I might press
Your perfumed softness Death would not distress.

અદ્યાપિ એ શરદના શશી શી સુગૌર,
દેખી મુનિમન ચળે તવ કોણ હું
પામું સુધામય હું જો મુખ સુંદરીનું
લૂટું અવિરત અમી, ટપકે ન બિ

૪૧ હજીયે એ શરદ ઋતુના પૂર્ણ પ્રકાશિત
ચંદ્રના જેવી ધવલ કાન્તિવાળી સુંદરીને જોઈને મોટા
નરવર ને મુનિવરનાંયે મન ચલાયમાન થઈ જાય તો
કોણ માત્ર! જો હું ત્હેનું અમૃતથી છલકાતુ વદન
મેળવી શકું તો રજમાત્ર પણ અટકયા સિવાય
અમૃતની એવી તો લૂંટ ચલાવું કે એકે બિન્દુ ટપક
જોણું યે બાકી ન રહે.

अथाप्यहो कमलरेणु सुगन्धगन्धि ।
तत्प्रेमवारि मकर ध्वजपानकारि ॥
प्राप्नोम्यहं यदि तदा सुरतैकतीर्थं ।
प्राणांस्त्यजामि नियतं पुनराप्तिहेतोः ॥४२॥

42

Red honey-flower of Love ! paired lotos leaves !
That had the lotos-dust, and lotos-dew—
That heavenly moisture which loves thurst relieves
And quenches Kama's flame—; if I and you
Came once more close enough to touch again
Kill me ! Death would not strike with too much pain.

અદ્યાપિ તે કમલરેણુ સુગન્ધવાળી—
—નું પ્રેમવારિ રતિનાથનું પાનકારી,
જો પ્રાપ્ત થાય તવ તે રતદિવ્ય તીર્થે
ઇચ્છી 'બીજે ભવ મળુ'' ત્યજુ દેહ હું યે.

Valabhjee Ramjee

---

૪૨ હજીયે હું તે મદનરાજ મહારાજને પાન કરવા લાયક, કમળની પરાગના જેવી સુગંધ યુક્ત, એવા પ્રેમરૂપી જલથી છલોછલ એ સુરતરૂપ શ્રેષ્ઠ અને દિવ્ય તીર્થને પામું તો લોકો કાશી નગરીમાં ને હિમાલયમાં પોતાનો દેહ ઇચ્છિતાર્થની અપેક્ષામાં પાડે છે તેમ એ પ્રિયતમાને બીજે ભવ–બીજે જન્મે મળવાની ઇચ્છા કરીને હુંયે મ્હારો દેહ એ દિવ્ય પ્રેમ તીર્થે ત્યજી દઉં.

अद्यापि तां जगति सुन्दरिलक्षपूर्णं ।
अन्यान्यमुत्तमगुणाधिकसंप्रसन्ने ॥
अन्याभिरप्युपमितुं न मया च शक्यं ।
रूपं तदीयमिति मे हृदये वितर्कः ॥४३॥

43

But now I die, with spirit discontented
Since none can know as I do how to praise
That rare, Surpassing, finished form, inrented
To be the gem of Women, in all days
Chief Pearl of Virigins, and in all the lands
Queen-Maid of all the queenliest maiden-bands.

અદ્યાપિ તે જગત સુંદર સુંદરીના
અન્યાન્ય ઉત્તમ ગુણો કરતા વ્યથા હા!
તેનું બીજું ન જગતે ઉપમાન થાય,
રૂપે, ઘડ્યું ન વીધિએય હશે જરાય!

૪૩ હજીયે તે ત્રિભુવનમાંયે અતિવ સુંદર સુંદરીના બીજા અનેક ઉત્તમ ગુણો મ્હારા હૃદયને વ્યથા કરે છે! ત્હેના ઉપમાનને લાયક પ્રજાપતિએ કોઈનેયે સરજ્યું નથી એ વાત બીલકુલ શંકા વગરની છે.

अद्यापि सा यदि पुनर्नलिनीवनान्ते ।
रोमाञ्चवीचि विलसद्विपुलास्वभावा ॥
कादम्बकेशररुचिः क्षतवीक्षणं मां ।
गात्रक्लमं श्लथयति प्रियराजहंसी ॥४४॥

44

Stateliest of Ladies! to this heart sore-stirred,
Possed like the lotos on a troubled stream
Thou shewest like a red-plumed River-Bird
With dainty gait and plumes superb, that seem
To shine one moment in the tremulous glass,
And then the gleam is gone, the shadows pass.

આદ્યપિ તે ફરી મળે મુજ પ્રાણપ્યારી,
  મ્હારી હરે હૃદય પીડ વિયોગ કેરી,
ત્હેના કદમ્બ ફુલ શે તન રોમરાજી
  શી લ્હેરતી ! સગુણ એ પ્રિય રાજહંસી.

---

૪૪ હજીયે તે મ્હારી પ્રિયતમા મ્હને ફરી મળે તો મ્હારી સઘળી વિયોગની હૃદયવ્યથા હરી લે. અહાહા ! ત્હેના કદમ્બના પરાગ જેવા સૌગન્ધપૂર્ણ શરીરે રોમાવલિ શી સુંદર લ્હેરિયાં લે છે ! એ મ્હારી પ્રિય રાજહંસીની કેવી સગુણ અને સલુણ છે !

अद्यापि तां नृपतिशेखर राजपुत्रीं ।
सम्पूर्ण यौवनमदालसघूर्ण नेत्रीम् ॥
गन्धर्वयक्षसुरकिन्नरनागकन्यां ।
स्वर्गादहो निपतितामिव चिन्तयामि ॥४५॥

45

Stay! stay in sight, thought, soul! I will not quit thee
My Princess of the dancing lighted eyes!
Wanton with youthful loving life! I'll fit thee
With fancing new and fresh! Not woman-wise
Muse I upon thee, but as *Dev* come down,—
*Gandharva, Yaksha, Kinnara*—the Crown.

અદ્યાપિ તે નૃપતિશેખર રાજપુત્રી,
સંપૂર્ણ યૌવનમદે મદપૂર્ણ નેત્રી,
ગન્ધર્વ, યક્ષ, સુર, કિન્નર નાગકન્યા
સ્વર્ગેથી શું ઉતરી કે વળી કોઇ અન્યા !

---

૪૫ હજીયે એ મ્હારી શંકાતો ઉભીને ઉભીજ રહી છે કે તે રાજાધિરાજની સંપૂર્ણ યૌવનના મદથી ઉભરાતી મદભર નેણાંવાળી રાજકન્યકા તે કોણ હશે ! એતે દેવતનયા હશે કે ગંધર્વપુત્રી ? યક્ષદુહિતા હશે કે કિન્નરકન્યા ? કે પછી સ્વર્ગેથી ઉતરી આવેલી કોઇ અપ્સરા તો નહિ હોય ! કોણ જાણે !

અદ્યાપિ તે વપુ પ્રદેશ કરી સુવેદિ,
 સ્થાપેલ અમૃત ભરી સ્તનકુંભ જોડી,
નાના પ્રકાર ભૂષણે તન તે સુહાય,
 ઉંઘી ઉઠેલ દિનરેણુ ન વિસરાય.

૪૬ હજીયે તે પોતાના ઉરરૂપ વેદિમાં ઉંચા અમૃતથી ભરેલા કુંભ જેવા પયોધરવાળી, નાના પ્રકારના અલંકારોથી દેદિપ્યમાન દેહવાળી, ઉંઘી ઉઠેલ તેથી આળસ ભર્યા અંગવાળી મનહરણી સુરત વિસરી વિસરાતી નથી.

अथापि तां कनककान्तिमदालसाङ्गीं ।
व्रीडोत्सुकां निपतितामिव चेष्टमानाम् ॥
अङ्गाङ्गसङ्गपरिचुम्बनमग्नमोहां ।
तां जीवनौषधिमिव प्रमदां स्मरामि ॥४७॥

Vilabhjee Ramjee

47

Of night-dewed beauty she had cast the shade
Of silken scarf and jewelled gold; but tender
At parting-these and weariness she laid
Aside, my gentlest joy! and would surrender
The yielded mouth and neck, and once again
Give what could turn to Paradise Hell's pain.

અદ્યાપિ તે કનક કાન્તિ મદે ભરેલી,
લાજાળુ ચેષ્ટ કરતી મુખ નીચું રાખી,
અંગાંગસંગ, વળી ચુમ્બન મોહ વાળી,
સંજીવિની હૃદયની નવ જાય ભૂલી !

---

૪૭ હજીયે તે સુવર્ણ વર્ણવાળી, મદથી ભરેલી, આળસયુક્ત અંગવાળી લાજથી ઉત્કંઠિત, માથુ નીચું નમાવી ચેષ્ટા કરનારી, અંગપ્રત્યંગના સંગની અભિલાષી, અષ્ટ પ્રકારના ચુમ્બનના મોહમાં મગ્ન એવી મ્હારા હૃદયની સંજીવિની બુટ્ટી જેવી અમૃત વર્ષિણી અંગનાને વિસરી શકતો નથી.

अद्यापि तत्सुरतकेलि निरस्तयुद्धं ।
बन्धोपबन्धपतनोत्थितशून्यहस्तम् ॥
दन्तौष्ठपीडननखक्षतरक्तसिक्तं ।
तस्याः स्मरामि रतिबन्धुरनिष्ठुरत्वम् ॥ ४८ ॥

48

Infinite exstacy of nameless bliss !
Dear combat, where to lose was victory,
Hands knit with hands, like flower stems twisted !
kiss
That would find close, but could not end, till we
Hunt one another in the ache of Love !
Ah, how in dying doth such memory move !

અદ્યાપિ તે સુરત યુદ્ધ વિષે પ્રવીણ,
બન્ધોપબન્ધ પતને થઈ શૂન્ય હસ્ત,
દન્તોષ્ટ પીડન, નખક્ષત યુક્ત અંગ,
તેનું સ્મરૂં સુરતમાં શુભ નિષ્ઠુરત્વ.

'૮ હજીયે તે કેલિના સમરાંગણમાં સુનિપૂણ, બન્ધ [illegible] અને પતન વિગેરેમાં શૂન્ય જેવાં હસ્ત કમલવાળી, [illegible]ત અને નખક્ષતથી થતા ચરચરાટ સહનારી અને સુરતમાં નિષ્ઠુરત્વ–સહન શીલતા રાખનારી વીરાંગનાનું સ્મરણ કરૂં છું.

अद्याप्यहं वरवधूसुभगावियोगं ।
शक्नोमि नान्यविधिना च कथं विसोढुम् ॥
तद्भ्रातरो मरणमेव हि दुःखशान्त्यै ।
विज्ञापयामि भवतस्त्वरितं लुनीहि ॥४९॥

49

But dying now is best, since she is reft
*My peerless spouse, my spirits sole delight.*
I do disdain in what of days are left
To live without her. If *my death be dight,*
Come quick, I bid ye, who most do this deed,
And be my heart from anguish forthwith freed.

અદ્યાપિ તે ભુવન સુંદર સુંદરીનો,
નાં હું સહી શકું વિયોગ જરીય ભૂંડો,
તો ભાઈ! તે દુઃખતણી પરિશાન્તિ માટે,
વિજ્ઞાપું કે મુજ વધેજ કરો ત્વરારે!

૪૯ હજીયે હું તે ત્રિભુવનમાં અતિવ સુંદર સુંદરીનો દુઃસહ વિયોગ રજ માત્ર સહન કરી શકતો નથી તો હે ભાઈ! મ્હારા એ દુઃખના નિવારણુ અને શાન્તિ માટે હું તમને વિનંતિ કરૂં છું કે મ્હારા વધમાં ત્હમે ત્વરા કરો! મ્હારો તરતજ શિરચ્છેદ કરો.

अद्यापि नोज्झति हरः किल कालकूटं ।
कूर्मो बिभर्ति धरणीं खलु पृष्ठभागे ॥
अम्भोनिधिर्वहति दुःसहवाडवाग्नि- ।
मङ्गीकृतं सुकृतिनः परिपालयन्ति ॥५०॥

50

Fast Lover to the last, I die. My faith
Is kept as true hearts use. So shiva's neck
The wave-blue poison's mark for ever hath,
And ever doth the monstrous Tortoise-Back
Sustain the Earth and ever the strong Sea
Quenches the Nether Fires, as Death doth me.

અદ્યાપિ ના ત્યજ્યુ હરે વિષ કાલકૂટ,
કૂર્મેં ત્યજી ન ધરિણી ધરી પૃષ્ઠભાગ,
અમ્બુધિએ હજી વહે ઉર વાડવાગ્નિ,
સુજ્ઞો ધરી હૃદય છોડી દીએ ન કોદી.

---

૫૦ (કથા ભાગ એમ કથે છે કે આટલું શ્રવણ કર્યા પછી મહારાજા વૈરિસિંહે પંડિતજીને પુછ્યું: 'હજીએ એને ત્યજી શક્તા નથી?' તેના ઉત્તરમાં કહે છે) હજીયે મહાદેવ શંકરે હળાહળ જે કાળકૂટ ઝેરગળે ધારણ કર્યું છે તે ત્યજ્યું નથી. મહાકૂર્મે પીઠપર ધારણ કરેલી પૃથિવીને ત્યજી નથી તેમ મહાસાગર હજીયે વાડવાગ્નિનું હૃદયે વહન કરી રહ્યો છે એથી પ્રતીત થાય છે કે મહાજનો જેનો અંગીકાર કરે છે તેને કદી છોડી દેતા નથી પણ આણુંતેય પાળ્યા કરે છે.

# કોષ

અદ્યાપિ : હજી સુધી.
અનુકમ્પ : દયા.
અમ્બર : વસ્ત્ર.
અમ્બુધિ : સમુદ્ર.
અભુક્ત : ભોગવાયેલી નહિ એવી.
અલસ : રતિજનિત શૈથિલ્ય.
અસાધ્ય : સિદ્ધ ન થાય એવું,
મળી ન શકે એવું.
અસુ: શરિર.
અવિરત : વિરામ વગર.
આક્ષેપ : ટીકા.
ઉષા : પ્હરોડની દેવી. વેદે એના
સૌંદર્યનાં મનોહર વર્ણન
કર્યાં છે.
ઉન્મત્ત : ગાંડોતૂર.
ઉપમાન : ઉપમા આપવાની વસ્તુ.
અંગ સંગ : કેલિ, રતિ.
કનક : સોનું.
કપોલ : ગાલ.
કમલરેણુ : કમળની રજ.
કમલાકર : કમળના ફૂલનો સાગર.
કાદમ્બ : કદંબના.
કાનન : બાગ, બગીચો.
કાન્તિ : વર્ણ.
કાશ્મીરપંક : કેસર
કુચકુમ્ભ : સ્તનરૂપી ઘડો.
કુંડળ : કાને પહેરવાનું એક જાતનું
ઘરેણું.

કુંપળ : કુમળાં પાન.
કુરંગનયના : હરિણીના જેવાં ન-
યનવાળી.
કેલિમન્દર ગીરિ : રતિક્રીડાનો
મંદર પર્વત.
કલમ વિન્દલ : ખેદથી વિન્હલ.
કુશ : સુકાયેલી.
ગણ્ડ : કપોલ.
ગલિત : છૂટી ગયેલી.
ગોરી : ગોરા વર્ણવાળી.
ઘૂર્ણ : ઘેરાયલાં.
ચમ્પક : ચંપો.
ચલ: અસ્થિર.
ચંચલાક્ષી : ચચળ નેત્રવાળી.
ચમ્બુપુટચુમ્બન : મોઢામાં મોઢું
ઘાલીને કરેલું ચુમ્બન.
ચાટુ : વક્રોક્તિયુક્ત
ચીણુક : હડપચી.
જવનિકા : પડદો.
જાગર : જાગવાથી થયેલ.
તરલ : ચંચલ.
તન્વી : કૃશ અંગવાળી કામિની.
તપ્ત: તપેલ, લાલ.
તાણ્ડવ : એક ઉંચા પ્રકારનું નૃત્ય.
તામ્બુલ : પાનબીડું.
તોયજ : કમળ.
દિનાન્ત: સંધ્યા.

નતશીર  નીચું માથું
નયની  નાકની વાળી
નવયૌવના  ઉગતી જુવાનીવાળી સ્ત્રી
નિષ્ઠુરત્વ  સહનશીલતા
નૃપતિ શેખર : રાજેન્દ્ર
નૈપુણ્ય  પ્રવીણતા
પટકૂળ  વસ્ત્ર
પદ્મિની  પોયણી  પદ્મિની જાતની સ્ત્રી
પઞ્ચાશિકા  પચ્ચાસ શ્લોકનું કાવ્ય
પીયૂષ  અમૃત
પીનસ્તન  ભરાઉ છાતી, ભારે સ્તન
પૂર્ણેન્દુ  પુનમનો ચંદ્ર
પૃષ્ઠ  પીઠ
પ્રસ્વેદબિન્દુ  પરસેવાના ટીપા
બન્ધોપબન્ધ  કેશિના છોડ બાંધના ભેદો
ભાર
બાંધેલી
ભુવન સુંદર  પૃથ્વીમાં સૌથી સુંદર
ભૂજવલ્લી  હાથની વેલ. હાથરૂપી વેલી
ભૂષણ  ઘરેણું
ભ્રમરરાજી  ભમરાના ટોળા
મદનાનલ  કામાગ્નિ.
મધુતર  વધારે મધુર
મધુતમ  સૌથી વધારે મધુર
મુક્તાફળ  મોતી.
મુક્તાવળિ  મોતીની માળા
મુખામ્બુજ  મુખકમળ
મણ્ડન  ઘરેણાં
મણ્ડિતા  અલંકાર યુક્ત
મૃગનાભિ  કસ્તુરી.
યુગ  બે,
રમ્યૌષ્ઠી  સુંદર હોઠવાળી
રતિખેદ  કામથી થયેલો ખેદ
રતિ સ્પર્ધિત  કામદેવની પત્નિ રતિ પણ જેની સ્પર્ધા કરે છે એવી
રેણ  રાત
રોમરાજી  રોમાવલિ શરીરપરના ઝીણા રૂંવાટા
લોલદૃશા  વિલોલ દૃષ્ટિવાળી
વર  ઉત્તમ
વર્ણરુચીરા  સુંદર વર્ણવાળા
વલ્લભા  પ્રિયા
વાસગૃહ  રતિમન્દિર, અંતઃપુર
વિભ્રમ  વેલડા
વિથારી  ઝરીતી
વિહસિતા  મંદ સ્મિતવાળી
વ્યથ  પીડા
શક્ર  ઇન્દ્ર
શચી  ઇન્દ્રાણી
શશીમુખી  ચંદ્ર જેવા મુખવાળી
સરોજ  કમળ
સહિષ્ણુ  સંતોષવાળી

# કોષ

અદ્યાપિ : હજી સુધી.
અનુકમ્પ : દયા.
અમ્બર : વસ્ત્ર.
અમ્બુધિ : સમુદ્ર.
અભુક્ત : ભોગવાયેલી નહિ એવી.
અલસ : રતિજનિત શૈથિલ્ય.
અસાધ્ય : સિદ્ધ ન થાય એવું, મળી ન શકે એવું.
અસુ: શરીર.
અવિરત : વિશ્રામ વગર.
આક્ષેપ : ટીકા.
ઉષા : ઋગ્વેદની દેવી વેદે એના સૌંદર્યનાં મનોહર વર્ણન કર્યાં છે.
ઉન્મત : અતિઆતુર.
ઉપમાન : ઉપમા આપવાની વસ્તુ.
અંગ સંગ : કેલિ, રતિ.
કનક : સોનું.
કપોલ : ગાલ.
કમલરેણુ : કમળની રજ.
કમલાકર : કમળના ફૂલનો સાગર.
કાદમ્બ : કદંબના.
કાનન : બાગ, બગીચો.
કાન્તિ : વર્ણ.
કાશ્મીરપંક : કેસર.
કુચકુમ્ભ : સ્તનરૂપી ઘડો.
કુંડલ : કાને પહેરવાનું એક જાતનું ઘરેણું.

કુંપળ : કુમળાં પાન.
કુરંગનયના : હરિણીના જેવાં નયનવાળી.
કેલિમન્દર ગીરિ : રતિક્રીડાનો મંદર પર્વત.
ક્લમ વિહ્વલ : ખેદથી વિહ્વલ.
કૃશ : સુકાયેલી.
ગણ્ડ : કપોલ.
ગલિત : છૂટી ગયેલી.
ગૌરી : ગોરા વર્ણવાળી.
ઘૂર્ણ : ઘેરાયલા.
ચમ્પક : ચંપો.
ચલ: અસ્થિર,
ચંચલાક્ષી : ચંચળ નેત્રવાળી.
ચમ્બુપુટચુમ્બન : મોઢામાં મોઢું ઘાલીને કરેલું ચુમ્બન.
ચાટુ : વક્રોક્તિયુક્ત.
ચીબુક : હડપચી.
જવનિકા : પડદો.
જાગર : જાગવાથી થયેલ.
તરલ : ચંચલ.
તન્વી : કૃશ અંગવાળી કામિની.
તપ્તઃ તપેલ, લાલ.
તાણ્ડવ : એક ઉગ્ર પ્રકારનું નૃત્ય.
તામ્બુલ : પાનબીડું
તોયજ : કમળ.
દિનાન્ત: સંધ્યા.

ષટ્પદપુંજ : ભ્રમરોનાં ટોળાં.
દૃષ્ટિપાત : કટાક્ષ.
નતશીર : નીચું માથું.
નથની : નાકની વાળી.
નવયૌવના : ઉગતી જુવાનીવાળી સ્ત્રી.
નિષ્ઠુરત્વ : સહનશીલતા.
નૃપતિ શેખર : રાજેન્દ્ર.
નૈપુણ્ય : પ્રવીણતા.
પટકૂળ : વસ્ત્ર.
પદ્મિની : પોયણી. પદ્મિની જાતની સ્ત્રી.
પઞ્ચાશિકા : પચ્ચાસ શ્લોકનું કાવ્ય.
પીયૂષ : અમૃત.
પીનસ્તન : ભરાઉ છાતી, ભારે સ્તન.
પૂર્ણેન્દુ : પુનમનો ચંદ્ર.
પૃષ્ઠ : પીઠ.
પ્રસ્વેદબિન્દુ : પરસેવાનાં ટીપાં.
બન્ધોપબન્ધ : કેડિના છોડ બાંધના સેરો.
: ભાર.
: બીધેલી
ભુવન સુંદર : પૃથ્વીમાં સૌથી સુંદર.
ભુજવલ્લી : હાથની વેલ. હાથરૂપી વેલી.
ભૂષણ : ઘરેણું.
ભ્રમરરાજી : ભ્રમરાનાં ટોળાં.
મદનાનલ : કામાગ્નિ.
મધુતર : વધારે મધુર.
મધુતમ : સૌથી વધારે મધુર.

મધુનેણી : મદિરાના જેવાં રાતાં નયનવાળી.
મુક્તાફળ : મોતી.
મુક્તાવળિ : મોતીની માળા.
મુખામ્બુજ : મુખકમળ.
મણ્ડન : ઘરેણાં.
મણ્ડિતા : અલંકાર યુક્ત.
મૃગનાભિ : કસ્તુરી.
યુગ : બે,
રમ્યોષ્ઠી : સુંદર હોઠવાળી.
રતિખેદ : કામથી થયેલો ખેદ.
રતિ સ્પર્ધિત : કામદેવની પત્નિ રતિ પણ જેની સ્પર્ધા કરે છે એવી.
રૈણ : રાત.
રોમરાજી : રોમાવલિ. શરીરપરનાં ઝીણાં રૂંવાટાં.
લોલદશા : વિલોલ દૃષ્ટિવાળી.
વર : ઉત્તમ.
વર્ણરુચીરાં : સુંદર વર્ણવાળાં.
વલ્લભા : પ્રિયા.
વાસગૃહ : રતિમન્દિર, અંતઃપુર.
વિભ્રમ : ચેષ્ઠા.
વિષારી : ઝેરીલી.
વિહસિતા : મંદ સ્મિતવાળી.
વ્યથ : પીડા.
શક્ર : ઇન્દ્ર.
શચી : ઇન્દ્રાણી.
શશીમુખી : ચંદ્ર જેવા મુખવાળી.
સરોજ : કમળ.
સહિષ્ણુ : સંતોષવાળી.

સિદ્ધ : નિપુણ.
સુદતી : સુંદર દાંતવાળી.
સુરત : રતિકેલિ.
સુરતાંતકાળે : કેલિના અંત સમયે
સુરતૈકપાત્ર : સુરતનું અદ્વિતિયપાત્ર.
સુરેશ : ઇન્દ્ર.
સલલિત : સુરેખ અને સુંદર,
સંકીર્ણ : વરતાં.
સ્મર : કામદેવ.
સ્મીતસુધા : મંદ હાસ્યરૂપી અ
સ્ખલે : ખસી જાય, તૂટે, થડકા
સ્કંધદાન : આલિંગન.
ક્ષત : વ્રણ, ઘા.
ક્ષિતિતલે : પૃથ્વી પટે.



સમાપ્ત.

# શ્રી વર્ધમાન સાહિત્ય ગ્રંથમાળા

## ગ્રાહકોના નિયમો

ઉદ્દેશ:—હિન્દની ભૂમિ એની એ છે, ધર્મ પણ એના એ છે. આકાશમાં સૂર્ય અને ચંદ્ર પણ એના એ છે, જ્યાંય ભારતવર્ષમાં કળીકાળનો કહેર સર્વત્ર દેખાય છે. દિન પ્રતિદિન દેશની, જાતની, ધર્મની અધમ દશા થતી જાય છે. તેનું કારણ ચારે બાજુથી વિદ્વાનો અને સ્વદેશ પ્રેમીઓ શોધી રહ્યા છે. શોધતાં શોધતાં એક વાતની ખબર પડી કે દેશ તદન અજ્ઞાન દશાની ઘોર નિદ્રામાં ઘોરી રહ્યો છે, અને એ અજ્ઞાનતાને લીધે આ દશા ઉપસ્થિત થઈ છે. માટે પ્રજાને જાગ્રતિમાં લાવવાની ખાસ જરૂર છે. પ્રજા જાગ્રતિમાં આવે અને તેને દુનિયામાં પોતાનું સ્થાન કયાં છે તેનું ભાન થાય, તેમજ શિક્ષીત અને સમયનાં જાણકાર બનાવે એવા સાહિત્યની ખાસ જરૂર છે. આ ઉદ્દેશ લક્ષમાં રાખી અમારા તરફથી એક ગ્રંથમાળાની યોજના કરી છે, ને તેમાં પ્રજાને ચારિત્ર્યવાન, ધર્મિષ્ટ, સદાચારી, શૌર્યવાન, બાહોશ અને સંપૂર્ણ સ્વદેશાભિમાની બનાવે, તેમનામાં નવચેતન રેડે, સ્વદેશાભિમાનને અખુટ ઝરો વહાવે એવાં, પુસ્તકો ગ્રંથમાળાના ગ્રાહકોની સેવામાં રજુ કરવામાં આવશે. પુસ્તકો જેમ બને તેમ સચિત્ર, દેખાવડાં, કલામય, સુશોભિત અને સસ્તાં બનાવવામાં પુરતું લક્ષ આપવામાં આવશે. આ યોજના સફળ થયે પુસ્તકોને જેમ બને તેમ વધારે સસ્તાં કરવા ઇચ્છા છે. પણ એનો સઘળો **આધાર ગ્રાહકોપર છે.**

૧. એક રૂપીઓ પ્રવેશ ફી આપવાથી આ ગ્રન્થમાળાનાં જીંદગી સુધીના ગ્રાહક થઈ શકાય છે.

૨. ગ્રન્થમાળાનાં સર્વ પુસ્તકોપર ગ્રાહકોને પચીસ ટકા–રૂપીએ ચાર આના–કમીશન આપવામાં આવશે.

૩. ગ્રન્થમાળાના ગ્રાહકોને પુસ્તકો બહાર પડયેથી ટપાલદ્વારા ખબર આપવામાં આવશે.

૪ પુસ્તક મંગાવ્યા પછી કોઇ પણ કારણ સિવાય વી. પી. પાછું ફેરવનારને ગ્રન્થમાળાની ગ્રાહકશ્રેણીમાંથી કમી કરવામાં આવશે પરંતુ યોગ્ય કારણ હશે તો થયેલું ટપાલ ખર્ચ વસુલ કરી ગ્રાહકશ્રેણીમાં ફરી દાખલ કરીશું.

પ. ખાસ લાભ:—અમારે ત્યાં રાષ્ટ્રીય ધાર્મિક વાર્તાઓ અને ઐતિહાસિક નવલકથા નોવેલો આદિ અનેક જાતનાં પુસ્તકો વેચાય છે, તેમાંથી કોઇ પણ પુસ્તક ખરીદનાર ગ્રન્થમાળાના ગ્રાહકને ૧૦ ટકાથી લઇને ૫૦ ટકા સુધી કમીશન આપીશું. વાર્તા અને નવલકથા વિગેરે પુસ્તકોપર પુરતા પ્રમાણમાં કમિશન મળશે. અમારે ત્યાં પુસ્તકો નહિ હોય તો અન્ય સ્થળેથી પુસ્તકો લાવીને પણ ગ્રન્થમાળાના ગ્રાહકને કમીશને પુસ્તકો પુરા પાડીશું.

આ ગ્રન્થમાળામાં દરેક પ્રકારના, પ્રજાને રૂચીકર થઇ પડે તેવાં વિવિધ પ્રકારનાં પુસ્તકો પ્રસિદ્ધ કરતા રહીશું. ધર્મ અને તત્વજ્ઞાનના યોગ અને ફિલસુફી ઉપરનાં પુસ્તકો પણ પ્રગટ કરવામાં આવશે.

અમારી અર્જ:—ઉદાર ધનિકો પ્રત્યે અમારી નમ્ર વિનંતિ છે કે આવાં પુસ્તકો જેમ બને તેમ સસ્તે દરે ફેલાવો પામે તે માટે તેઓ પોતાનો ઉદાર હાથ જરૂર લંબાવશે. અને ગ્રંથમાળાના ગ્રાહકો પ્રત્યે પણ અમારી નમ્ર અરજ છે કે તેઓ પોતાના તરફથી એકેક ગ્રાહક વધારી અમને મદદરૂપ બનશે.

ગ્રંથમાળા તરફથી પ્રગટ થયેલાં પુસ્તકોની યાદી પાછળનાં પાનાંઓપર આપી છે.

આજેજ ગ્રાહક થવા માટે વિચાર કરો ને નીચેના સરનામે એક રૂપિઓ મોકલાવી ગ્રન્થમાળાના ગ્રાહક તરીકે નામ નોંધાવો.

પાયધુની કામ જંકશન, મુંબઇ નં. ૩ } લી. સેવકો, વર્ધમાન જૈન મંડળ.

# લાલાજીનું રાજકીય તત્વજ્ઞાન.

હિંદમાં લાલાજીના નામથી અપરિચિત એવો ભાગ્યેજ કોઈ નર હશે, પંજાબના એ નરકેસરીનું નામ ન જાણનાર હિંદી સ્ત્રી કે પુરૂષ હિંદીજ ન કહેવાય. એમની અમુલ્ય સેવાઓ, દેશોન્નતિ માટે ભગીરથ પ્રયત્ન, અવિચલ આત્મત્યાગ એ સર્વને લીધે હિન્દમાં એઓથી અનેરૂં પદ ભોગવે છે, તેમાંયે આંતર રાષ્ટ્રીય પરિસ્થિતિનું જ્ઞાન, હિંદના રાજકરણનો ઉંડો અભ્યાસ એતો એમનાંજ કહેવડાવે. એ બાબતમાં એમની તુલના ભાગ્યેજ કોઇ બીજો કરી શકે. દેશ માટે પોતાની જાતનું એમણે બલિદાન દીધું એમ કહીએ તો ચાલે. તેમણે સ્વરાજ્ય અને સ્વતંત્રતા મેળવવા માટે તૈયાર કરેલું પુસ્તક.

લાલાજીનું રાજકીય તત્વજ્ઞાનઃ—લાલાજીના લેખો અને ભાષણોનો સુંદર સંગ્રહ. કીં, ૦-૧૨-૦ પોસ્ટેજ ૦-૪-૦ વધુ. ગ્રાહકોએ ૦-૧૦-૦ની ટીકીટો મોકલવી.ઘેર બેઠાં પુસ્તક મળશે.